# પંચીકરણ



ભિક્ષુ અખંડાનંદની પ્રસાદી

સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય
ઠે. ભદ્ર પાસે અમદાવાદ અને કાલબાદેવી રોડ મુંબઈ-૨

'સસ્તું સાહિત્ય એટલે ઊંચામાં ઊંચું સાહિત્ય'

બ્રહ્મવિદ્‌વરિષ્ઠ સદ્‌ગુરુ શ્રીરામકૃત

# પંચીકરણ

★

[ વેદધર્મસભાએ પ્રસિદ્ધ કરેલા અનુવાદ પ્રમાણે
બ્રહ્મનિષ્ઠ શ્રી. જયકૃષ્ણ વ્યાસની ટીકા સાથે ]

★

ભિક્ષુ અખંડાનંદની પ્રસાદી
સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય
ભદ્ર પાસે અમદાવાદ અને કાલબાદેવી રોડ મુંબઇ ૨

★

આવૃત્તિ ૧૪મી :: સંવત ૨૦૦૪

બે રૂપિયા

# નિવેદન

અધ્યાત્મવિદ્યાના આ મહત્ત્વના પ્રમાણગ્રંથની પ્રથમની તેર આવૃત્તિઓ શ્રી વેદધર્મસભા તરફથી પ્રસિદ્ધ થઈ હતી અને તે ઘણા વખતથી મળતી નહોતીઃ અને તેની સતત માગણી રહ્યા કરતી હોવાથી આ સંસ્થા તરફથી તે પ્રસિદ્ધ કરતાં અમોને આનંદ થાય છે.

**વેદધર્મસભાના ટ્રસ્ટીઓ—ભાઈ લક્ષ્મીનારાયણ વિશ્વનાથ વૈદ્ય અને ભાઈ જગદીશ લક્ષ્મીનારાયણ વૈદ્ય—આ પુસ્તકને સંસ્થા તરફથી પ્રસિદ્ધ કરવામાં નિષ્કામભાવે સંમતિ આપી છે, તે માટે તેમનો અહીં આભાર માનવામાં આવે છે.**

આ પછીના પાનમાં આપેલી 'પહેલી આવૃત્તિની પ્રસ્તાવના'માં આ ગ્રંથની મહત્તા ને ઉપયોગિતા વિષે વિસ્તારથી જણાવ્યું છે, એટલે એ વિષે અહીં વધુ નહિ લખતાં એ વાંચી જવા વાચકબંધુઓને વિનતિ છે.

મુંબઈ,
તા. ૧-૧-૪૮

સસ્તું સાહિત્ય મુદ્રણાલયના ટ્રસ્ટીઓ વતી
**મનુ સૂબેદાર** (પ્રમુખ)

# પહેલી આવૃત્તિની પ્રસ્તાવના

વેદ—પુરાણમાં ચાર પ્રકારના પુરુષાર્થો જેવા કે ધર્મ, અર્થ, કામ ને મોક્ષ: એ મુખ્યત્વે નિરૂપણ કર્યા છે. તેમાં પણ ચોથો પુરુષાર્થ, ગર્ભવાસ, જન્મ—મરણાદિ દુઃખોની નિવૃત્તિપૂર્વક પરમાનંદરૂપ પરમાત્માની પ્રાપ્તિ થવારૂપી મોક્ષ છે, તે મોક્ષને પરમ( અતિશ્રેષ્ઠ ) પુરુષાર્થ તરીકે વર્ણવ્યો છે. મોક્ષનું ખરું સાધન કેવળ ભેદરહિત આત્મજ્ઞાન વેદે માન્ય કરેલું છે, એમાં કોઈ પણ પ્રકારનો વિવાદ નથી. તે અભેદ આત્મજ્ઞાન મુખ્ય તત્ અને ત્વં પદના શોધનને આધીન છે. તેમાં તત્ પદ કહેતાં ઈશ્વર અને ત્વં પદ કહેતાં જીવ, એ બન્નેનું રૂપ શું છે તેનું યથાર્થ જ્ઞાન થવા માટે વેદાંતપ્રકરણો વિષે વર્ણન કરેલી સર્વ પ્રક્રિયાઓ સમજવી જોઈએ. તે વિના જીવનું વાસ્તવિક સ્વરૂપ તથા ઈશ્વરનું વાસ્તવિક સ્વરૂપ શું તેનો નિર્ણય થઈ શકતો નથી. તે સંપાદન કરવા વેદાંતશાસ્ત્ર કે જેમાં અદ્વૈત પરમાત્માનું જ્ઞાન નિરૂપણ કર્યું છે, તેનું મુમુક્ષુ પુરુષોએ સાધનસંપન્ન થઈ, શ્રદ્ધાપૂર્વક શ્રવણ કરી, મનન અને નિદિધ્યાસન, મતાગ્રહ છોડી દઈ ને નિષ્પક્ષપાતપણે કરવું યોગ્ય છે. એ વિષય ઉપર વિદ્વાન પુરુષોએ ઉપનિષદોના આધારથી સંસ્કૃત ભાષામાં ઘણા ગ્રંથ રચ્યા

છે, પણ તે સંસ્કૃત ભાષાનો પ્રચાર આજકાલ ઘણો થોડો છે; માટે સંસ્કૃત ભાષા ન જાણનારા મુમુક્ષુઓને તેનો યથાસ્થિત લાભ મળી શકતો નથી; તથાપિ તેઓની જિજ્ઞાસા પૂરી પડે તે રીતે ઘણા મહાત્માઓએ હિંદુસ્થાની તથા મરાઠી ભાષામાં તે સંસ્કૃત ગ્રંથોના આધારથી વેદાંતના ગ્રંથો રચ્યા છે; પણ તેવા ગ્રંથો તે ભાષાના જ્ઞાતાઓને ઉપયોગી છે. ગુજરાતી ભાષામાં વેદાંતવિષય સંબંધી પ્રક્રિયાઓ-ને સમજવા માટે સરલ ગ્રંથ ન હોવાને લીધે જિજ્ઞાસુ ગુજરાતી વર્ગ, કે જેઓને ઉપલી ભાષાનું જ્ઞાન નથી, તેઓને ઉપયોગી આ પંચીકરણ નામનો સટીક ગ્રંથ છે. તેમાં વેદાંતના પ્રકરણગ્રંથો, સમજી શકાય એવી ઉપયોગી પ્રક્રિયાઓ, વિસ્તારથી દૃષ્ટાંત-સિદ્ધાંતોથી પ્રશ્નોત્તરપૂર્વક શમાવેલી છે, જેના અધ્યયનપૂર્વક વિચારથી વેદાંતવિચાર સંબંધી કોઈ પણ ગ્રંથ સહેલાઈથી સમજાઈ ને બ્રહ્માત્માનું એકતાનિશ્ચયરૂપ યથાર્થ અપરોક્ષ જ્ઞાન થાય એવો સરસ છે અને મુમુક્ષુઓને આ દુસ્તર સંસારરૂપી સાગરને અનાયાસે તરવાને આ ગ્રંથ બોધ દ્વારા નૌકારૂપ છે.

આ મૂળ પંચીકરણમાં દુહા, ચોપાઈ અને સ્થૂલ-સૂક્ષ્મ દેહનાં બે કોષ્ટક તથા વાક્યવૃત્તિ વગેરે ગ્રંથોના પ્રમાણરૂપ શ્લોકો છે. તેના કર્તા કાઠિયાવાડ, કચ્છ, ગુજરાત વગેરે પ્રાંતોમાં પ્રસિદ્ધિ પામેલા વેદાંતશાસ્ત્રના વેત્તા બ્રહ્મનિષ્ઠ શ્રીરામગુરુ નામે મહાત્મા થઈ ગયા છે. તે મહાત્માના જન્મચરિત્રનું વર્ણન, શ્રીપંચદશી ગ્રંથનું હિંદુસ્તાની ભાષામાં ભાષાંતર કરનાર પંડિત પીતાંબરજીએ

તે પુસ્તકમાં યથાર્થ લંબાણથી કર્યું છે; તોપણ આ પ્રસંગે કિંચિત્ આપવું યોગ્ય ધારીને આપીએ છીએ.

એ બ્રહ્મનિષ્ઠ મહાત્મા સંવત ૧૮૪૦ની સાલમાં દક્ષિણ હૈદ્રાબાદ શહેરમાં જન્મ્યા હતા. તેઓ જાતિના યજુર્વેદી મહારાષ્ટ્રી બ્રાહ્મણ હતા. પોતે સોળ વર્ષના થયા ત્યારથી બ્રહ્મચર્ય ગ્રહણ કર્યું હતું. તેઓમાં બોધ કરવાની શક્તિ તથા મહાત્માને શોભતા ગુણો ઘણા હતા. શરીરનો વર્ણ તેજસ્વી હતો. જે જે સ્થળે તેઓ વાસ કરતા હતા, ત્યાં ત્યાં એમની પાસે આવીને સત્સંગ કરનાર મુમુક્ષુઓને આત્માનું દૃઢ જ્ઞાન થાય તે રીતે અદ્વૈત બ્રહ્મનો ઉપદેશ કરી 'અહં બ્રહ્માસ્મિ' એવો દૃઢ નિશ્ચય અદ્ભુત રીતે કરાવતા હતા. જે જે સ્થળે પોતે પ્રવૃત્ત થયા, ત્યાં ત્યાં એમના પ્રતાપ તથા અનુગ્રહથી જિજ્ઞાસુજનોને મહાવાક્યના યથાર્થ ઉપદેશથી અદ્વૈતમાર્ગનું સ્થાપન થયું છે. એ બ્રહ્મનિષ્ઠ મહાત્માના પ્રતાપ તથા અનુગ્રહથી તેમના ગુરુપણાને શોભાવનારા અનુભવયુક્ત અને સદુપદેશ કરવામાં કુશળ પ્રતાપી ઘણા શિષ્યો થયા છે. તેમાં મુખ્યત્વે પ્રસિદ્ધિ પામેલા ચાર શિષ્યો છેઃ સુદામાપુરીમાં વ્યાસ શ્રી. જયકૃષ્ણ, જામનગરમાં વિશ્વનાથજી, વડોદરામાં બાપુજી, કચ્છમાંડવીમાં સુખલાલગિરિજી હતા. એ મહાત્મા વડોદરા નગરમાં સંવત ૧૯૦૬ના ભાદ્રપદ માસમાં સુદ તૃતીયાને દિવસે સમાધિસ્થ થયા. તે પરમપ્રતાપી બ્રહ્મનિષ્ઠ શ્રીરામગુરુના શિષ્યવર્ય અત્રે હાલ પ્રસિદ્ધ પામેલા પંડિત શ્રી. જયકૃષ્ણ મહારાજ–એઓએ ગુરુકૃપાથી બ્રહ્મસાક્ષાત્કારપૂર્વક વેદાંત-

વિચારમાં ઘણો શ્રમ લીધો છે અને તે બ્રહ્મસાક્ષાત્કાર અન્ય મુમુક્ષુ પુરુષોને થાય તે માટે કેટલાક વેદાંતના સંસ્કૃત ગ્રંથોનું અતિ ઉત્તમ શ્રવણ કરાવે છે. તેમની પાસે શ્રવણ કરનારા સજ્જનોમાં કેટલાક જિજ્ઞાસુઓની એવી ઇચ્છા થઈ, કે શ્રીરામગુરુકૃત મૂળ પંચીકરણના પ્રતિવાક્યમાં અતિ ગંભીરાર્થ છે તથા તેમાં ભિન્નભિન્ન પ્રક્રિયાઓ છે, તેની સરલ રીતે, કઠિન પ્રક્રિયાઓ ન આવે તેમ, સાધારણ બુદ્ધિવાળા મુમુક્ષુઓને પણ ઉપયોગી થઈ પડે તેવી ટીકા થાય તો બહુ ઉત્તમ. એવી પ્રાર્થના કરી તેથી તેમણે ઘણો શ્રમ લઈને ગુજરાતી ભાષામાં ગુરુશિષ્યના સંવાદરૂપે વિસ્તારથી દૃષ્ટાંત, સિદ્ધાંત, યુક્તિઅનુભવ સહિત ટીકા કરી છે. આ ગ્રંથમાં પ્રક્રિયા સમજવા માટે વ્યાવહારિક દૃષ્ટાંતો આપ્યાં છે, તે સર્વ સિદ્ધાંત સમજવા માટે છે; માટે દૃષ્ટાંતોના સર્વે અંશો સિદ્ધાંત સાથે મળશે નહિ; તેથી કેવળ દૃષ્ટાંત ઉપર જ નજર ન રાખતાં સિદ્ધાંતનો સારી પેઠે વિચાર કરી સમજવા યત્ન કરવો. આ પંચીકરણનું બ્રહ્મનિષ્ઠ વેદાંતવક્તા સદ્ગુરુના મુખથી શ્રવણ કરી મનન કરે, તો આત્માનો અપરોક્ષ દૃઢ બોધ થતાં જન્માદિ ક્લેશથી અવશ્ય મુક્ત થવાય, તે માટે મુમુક્ષુઓએ આ ગ્રંથનો અથથી ઇતિ સુધી આદરપૂર્વક વિચાર કરવો એવી મારી વિનતિ છે.

આ ગ્રંથમાં જે જે વિષયોનું વર્ણન કર્યું છે તે આગળ કરેલી અનુક્રમણિકા ઉપરથી જાણવામાં આવશે.

શા. કલ્યાણદાસ નરોત્તમદાસ

# આમ સાહિત્યશ્રેણી

જ્ઞાન–ચારિત્ર્ય–વર્ધક અને નિર્દોષ આનંદ મેળવી શકાય તેવું સાહિત્ય જૂજ કિંમતમાં પૂરું પાડવાના ઉદ્દેશથી, નાની પુસ્તિકાઓ પ્રસિદ્ધ કરવાનું શરૂ કર્યું છે. ગરીબ પણ સંસ્કારી વર્ગ પોતાની ગુંજાશ પ્રમાણે નાની શી લાયબ્રેરી વસાવી શકે એવો આશય છે. ડિસેમ્બર ૧૯૪૭ સુધીમાં નીચે પ્રમાણે પુસ્તકો પ્રગટ થયાં છેઃ

## ધર્મ અને તત્ત્વજ્ઞાન

| | | | |
|---|---|---|---|
| **ધીરા ભગતનાં પદો**–સં. ડુંગરશી ધરમશી સંપટ: | ૮૦ | ૦–૪ | ૦–૧ |
| **ભોજા ભગતના ચાબખા**–સં. ,, ,, ,, | ૯૬ | ૦–૬ | ૦–૧ |
| **શિવમહિમ્નઃ સ્તોત્રમ્** મૂળ શ્લોક, અન્વય, અર્થ અને ટિપ્પણ સહિત ... ... ... | ૫૬ | ૦–૩ | ૦–૧ |
| **કણ્ઠાભરણમ્**–મુખપાઠ કરવા યોગ્ય પ્રાર્થનામંત્રો-અર્થ સાથે | ૬૪ | ૦–૩ | ૦–૧ |
| **શ્રમણ નારદ ને પાંડુ ઝવેરી**-અનુ: પદ્માવતી દેસાઈ: | ૫૨ | ૦–૩ | ૦–૧ |
| **તંત્રની સાધના**–લે૦ આચાર્ય શ્રીક્ષિતિમોહન સેન: | ૭૨ | ૦–૪ | ૦–૧ |
| **ગીતાસાર**–કાકા કાલેલકર: ગીતાનું સંક્ષિપ્ત દોહન | ૮૦ | ૦–૪ | ૦–૧ |
| **ગીતાપોથી**–ભગવદ્ગીતાની બાળપોથી–કર્મયોગના ૧૨૫ શ્લોકો, અર્થ તથા વિસ્તૃત સમજૂતી સાથે | ૧૦૪ | ૦–૬ | ૦–૧ |
| **ગીતાસંકલનઃ**–સં૦ શ્રી. રમણ મહર્ષિ : બીજાં ત્રણ સંકલનો સાથે ... ... ... ... | ૫૨ | ૦–૩ | ૦–૧ |
| **શ્રીમદ્ ભગવદ્ગીતા**–(૧૨ ને ૧૫ અધ્યાય) શ્લોકો તથા અર્થ સાથે... ... ... ... | ૪૮ | ૦–૩ | ૦–૧ |
| **ઉત્તરગીતા**–તત્ત્વબોધનો સરળ અનુવાદ–મૂળ શ્લોકોસાથે | ૬૪ | ૦–૬ | ૦–૧ |
| **પ્રેમપન્થ**–લે૦ ગાંધીજી: ... ... ... | ૬૪ | ૦–૩ | ૦–૧ |
| **પ્રેમપન્થ (૨)**–લે૦ ગાંધીજી: ... ... ... | ૧૦૪ | ૦–૪ | ૦–૧ |
| **મણિરત્નમાળા**–શંકરાચાર્ય : સરળ અર્થ શ્લોકો સાથે | ૧૬ | ૦–૧ાા | ૦–૧ |
| **જ્ઞાન** અને **કર્મ**–લે૦ સ્વામી અદ્વૈતાનંદ: ... | ૭૨ | ૦–૩ | ૦–૧ |
| **પરમ પુરુષાર્થ**–લે૦ ,, ,, : માનવજીવનનો ઉદ્દેશ | ૧૨૦ | ૦–૬ | ૦–૧ |
| **આર્ય, બૌદ્ધ અને જૈન ધર્મના મૂળ સિદ્ધાંતોનો સમન્વય**–લે૦ પંડિત બહેચરદાસ દોશી :... | ૪૮ | ૦–૩ | ૦–૧ |

| | | | |
|---|---|---|---|
| **નારદનાં ભક્તિસૂત્રો**–મૂળ શ્લોકો, અર્થ તથા વિવેચન સાથે | ૬૪ | ૦–૩ | ૦–૧ |
| **જ્ઞાનનાં ઝરણાં**–(આવૃત્તિ રજી) લે૦ સ્વામી માધવતીર્થ : | ૬૪ | ૦–૩ | ૦–૧ |
| **શ્રીરામકૃષ્ણ વાર્તાલાપ**–અનેક રસપ્રદ બોધક પ્રસંગો–ઉપદેશો ... ... ... | ૯૬ | ૦–૬ | ૦–૧ |
| **શ્રીરામકૃષ્ણ ઉપદેશ**–બોધદાયક ઉપદેશો ... | ૮૮ | ૦–૫ | ૦–૧ |
| **વિચારસૂર્યોદય**–સ્વામીશ્રી માધવતીર્થજી : ... | ૬૦ | ૦–૩ | ૦–૧ |
| **ઉચ્ચ જીવન**–ડૉ. હરિપ્રસાદ વ્રજરાય દેસાઈ: (આ.૫મી) | ૫૬ | ૦–૩ | ૦–૧ |
| **ધ્યાન** અને **જ્ઞાન**–લે૦ સ્વામી માધવતીર્થ : નવી આવૃત્તિ | ૪૮ | ૦–૩ | ૦–૧ |
| **મહાલસા** અને **અલર્ક**–ચરિત્ર સાથે તત્ત્વજ્ઞાનનો ઉપદેશ | ૯૬ | ૦–૫ | ૦–૧ |

## ચરિત્રો ને પ્રસંગ–ચિત્રો

| | | | |
|---|---|---|---|
| **સુદામાચરિત્ર**–પ્રેમાનંદકૃત ... ... ... | ૬૪ | ૦–૩ | ૦–૧ |
| **ભક્ત રોહિદાસ**–ચરિત્ર ... ... ... | ૪૮ | ૦–૩ | ૦–૧ |
| **શ્રીરામકૃષ્ણ પરમહંસ**–(કિશોરો માટે) ... | ૮૮ | ૦–૬ | ૦–૧ |
| **સ્વામી રામતીર્થ**–કિશોરો માટે પ્રેરણાદાયી ટૂંકું ચરિત્ર | ૭૨ | ૦–૪ | ૦–૧ |
| **સતી સાવિત્રી**–સત્યવાન ને સાવિત્રીની રોચક કથા | ૫૨ | ૦–૩ | ૦–૧ |
| **જેસલ** ને **તોરલ** તથા **જાલંધર** ને **ગોપીચંદ**–સ્વ. કલાપી | ૫૬ | ૦–૩ | ૦–૧ |
| **મેનાવતી** ને **ગોપીચંદ** તથા **ભર્તૃહરિ** ને **વિક્રમ**–સ્વ.કલાપી | ૪૮ | ૦–૩ | ૦–૧ |
| **ભક્તરાજ હનુમાન**–ટૂંકું જીવનચરિત્ર... ... | ૭૬ | ૦–૬ | ૦–૧ |
| **શ્રીમત્ શંકરાચાર્ય**–(સચિત્ર) લે૦ પુરાતન બુચ: | ૪૮ | ૦–૩ | ૦–૧ |
| **શ્રીતૈલંગસ્વામી**–વિશુદ્ધાનંદ તથા પૌહારીબાબાનાંચરિત્રો | ૮૮ | ૦–૪ | ૦–૧ |
| **બાળકોના વિવેકાનંદ**–લે૦ પ્રફુલ્લ ઠાકોર: ... | ૬૪ | ૦–૪ | ૦–૧ |
| **ભગવાન બુદ્ધ**–(સચિત્ર) બોધદાયક ટૂંકું ચરિત્ર | ૫૬ | ૦–૪ | ૦–૧ |
| **અબજી બાપા**–આદર્શ સંત ... ... ... | ૬૪ | ૦–૪ | ૦–૧ |
| **સંત કબીર**–(સચિત્ર)સચોટ પ્રસંગો આલેખતું ટૂંકું ચરિત્ર | ૫૬ | ૦–૩ | ૦–૧ |
| **નાનભટ્ટ બાપા**–એક આદર્શ વૈદ્ય (આવૃત્તિ બીજી) | ૭૨ | ૦–૩ | ૦–૧ |

## વાર્તાઓ–નાટકો

| | | | |
|---|---|---|---|
| **દુષ્યંત ને શકુંતલા અને બીજી વાતો**– ... | ૯૬ | ૦–૬ | ૦–૧ |
| **ધાવણની ધાર અને બીજી વાતો**–લે૦ ચુનીલાલ મડિયા: માનવસ્વભાવ અને લાગણી પ્રગટ કરતી ૪ વાતો | ૭૬ | ૦–૩ | ૦–૧ |

**કાળમુખી અને બીજી વાતો**–(સચિત્ર) લે૦ ચુનીલાલ મડિયા :
કાઠિયાવાડી જીવનની રસિક પણ નિર્દોષ ૫ વાતો ૬૪ ૦–૩ ૦–૧
**સમ્રાટ શ્રેણિક અને દેવી નંદા**–જૈન સંસ્કૃતિની
બે નાટિકાઓ ... ... ... ... ૬૪ ૦–૩ ૦–૧
**કેરીની મોસમ અને બીજી વાતો**–લેખક: શયદા: માનવ-
હૃદયની સારી-નરસી લાગણીઓ વ્યક્ત કરતી ૭ વાતો ૭૫ ૦–૫ ૦–૧
**આણોજો અને નવું રેલવે સ્ટેશન**–શ્રી. ચુનીલાલ પ. શાહ: ૬૦ ૦–૪ ૦–૧
**જીવનનો મર્મ**–લેખક: સોપાન: ... ... ૮૪ ૦–૬ ૦–૧
**નવજવાન** ,, ... ... ૬૪ ૦–૪ ૦–૧
**અહિંસાનું રહસ્ય** ,, ... ... ૭૨ ૦–૪ ૦–૧
**એ વૃદ્ધ પુરુષ!** ,, ... ... ૫૬ ૦–૪ ૦–૧
**આશાને અજવાળે** ,, ... ... ૫૬ ૦–૪ ૦–૧

## કાવ્ય

**શ્રીમંતોનો સડો**–લે૦ શ્રી. ઈશ્વર ધોળકિયા: (કટાક્ષ) ૬૪ ૦–૪ ૦–૧
**જયભારતી**–લે૦ 'શયદા' ભારતની ચડતી-પડતીનું દિગ્દર્શન ૩૬ ૦–૬ ૦–૧

## આરોગ્ય ને વૈદક

**સોનેરી સૂચનો**–લે૦ ડૉ. રસિકલાલ પરીખ: ૧૧૨ ૦–૬ ૦–૧
**ક્વાથ–ઔષધિ**–સો ઉપયોગી ક્વાથો તથા તેનો ઉપયોગ ૬૪ ૦–૬ ૦–૧
**હરડે**–(સચિત્ર) સુધારાવધારા સાથેની બીજી આવૃત્તિ ૮૦ ૦–૬ ૦–૧
**ચૂર્ણ–ઔષધિ**–સો ઉપયોગી ચૂર્ણો બનાવવાની
રીત તથા ઉપયોગ... ... ... ... ૭૨ ૦–૩ ૦–૧

૧૪–૫–૬

આ શ્રેણીનાં ઉપરનાં બધાં પુસ્તકો એકસાથે મંગાવનારે રૂ. ૧–૯ પોસ્ટેજના વધુ મોકલવા.

# સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય

ભદ્ર પાસે, પોસ્ટ બોક્સ નં. ૫૦, **અમદાવાદ** અને
કાલબાદેવી રોડ, હાથી બીલ્ડિંગ, ત્રીજે માળે, **મુંબઈ–૨**

# અનુક્રમ

ॐ तत्सत्

# પંચીકરણ

## ગુજરાતી સરળ ટીકા સાથે

### મંગળાચરણ

આર્યા

**वंदे श्रीमद्रामं सद्गुरुमतिशांतिसीतयाऽऽश्लिष्टम् ।**
**कामादिराक्षसारिं भवजलधौ तत्त्वबोधसेतुकरम् ॥**

ટીકા—અતિ શાંતિ[ નિર્વિકલ્પ વૃત્તિ ]રૂપી સીતાથી જોડાયેલા; કામ, ક્રોધ, લોભ, મોહ, મદ, મત્સર એ રૂપી રાક્ષસોના શત્રુ; સંસારરૂપી સમુદ્રમાં તત્ત્વબોધરૂપી સેતુને બાંધનારા અને બ્રહ્મવિદ્યારૂપી શોભાથી શોભિત શ્રીરામરૂપ શ્રીરામસદ્‌ગુરુને હું વંદન કરું છું. જેમ શ્રીરામચંદ્ર સીતાથી સંયુક્ત છે, તેમ શ્રીરામ નામના સદ્‌ગુરુ અતિશય શાંતિ (નિર્વિકલ્પ સમાધિ)રૂપી સીતાથી સંયુક્ત છે; જેમ રામચંદ્ર રાવણાદિ રાક્ષસોના નાશ કરનારા છે, તેમ રામસદ્‌ગુરુ કામક્રોધાદિરૂપ રાક્ષસોના નાશ કરનારા

છે; જેમ રામચંદ્રે પોતાની સેનાને સમુદ્રથી પાર કરવા માટે પૂલ બાંધ્યો, તેમ શ્રીરામસદ્દગુરુએ મુમુક્ષુજનોને સંસારસમુદ્રથી પાર કરવા માટે તત્ત્વબોધરૂપી સેતુ બાંધ્યો છે; જેમ રામચંદ્ર લક્ષ્મીથી શોભાયમાન છે, તેમ શ્રીરામસદ્દગુરુ બ્રહ્મવિદ્યા આદિ અનેક સદ્દગુણરૂપી લક્ષ્મીથી શોભાયમાન છે; તે માટે શ્રીરામરૂપ સદ્દગુરુને હું સાષ્ટાંગ વંદન કરું છું. ૧

### ટીકાનું પ્રયોજન

आर्या

पंचीकरणव्याख्यां सुखबोधार्थं करोम्यहं सरलाम् ।
संस्कृतवागज्ञानां गुर्जरसद्भाषया मुमुक्षूणाम् ॥२॥

ટીકા—સંસ્કૃત ભાષા ન જાણનારાઓને અને સંસારબંધનથી મુક્ત થવાની જેઓને ઇચ્છા છે તેવા વિવેકાદિસાધનસંપન્ન જિજ્ઞાસુજનોને, અનાયાસે પંચીકરણના અર્થનો બોધ થવા સારુ, શ્રીરામસદ્દગુરુકૃત મૂલ પંચીકરણની ગુજરાતી, સરળ ભાષાથી કઠિન પરિશ્રમ વિના સહજ રીતે સમજાય એવી સરલ ટીકા હું આપું છું.

### ચાર અનુબંધનું નિરૂપણ

અધિકારી, વિષય, સંબંધ ને પ્રયોજન એ ચાર અનુબંધ જે ગ્રંથમાં હોય છે તેમાં વિવેકી

પુરુષોની પ્રવૃત્તિ થાય છે. આ પંચીકરણના અધિકારી આદિના અભાવથી આમાં કોઈની ચાંચ નહિ ખૂંપે; તેથી આનો પ્રારંભ નિષ્ફળ છે, એવી શંકા રાખવા માટે આમાં બીજી ચોપાઈથી વિવેક, વૈરાગ્ય, ષટ્સંપાત્ત, મોક્ષેચ્છા એ ચાર સાધનોથી સંપન્નને આ પંચીકરણનો અધિકારી કહ્યો છે. તેમાં આત્મ-સ્વરૂપ નિત્ય છે અને તે સિવાયનું સર્વ અનિત્ય છે, એવો જે નિશ્ચય તેનું નામ વિવેક; આ લોકના તથા પરલોકના ભોગોને વિષે અનાસક્તિ એનું નામ વૈરાગ્ય; શમાદિ છ સંપત્તિ, તેમાં ૧ શમ[સર્વ વાસનાનો ત્યાગ], ૨ દમ(શબ્દાદિ બાહ્ય વિષયોથી ઇંદ્રિયોનો નિગ્રહ), ૩ ઉપરતિ(સર્વ પ્રપંચથી નિવૃત્તિ), ૪ તિતિક્ષા(શીતોષ્ણાદિ દ્વંદ્વધર્મોની સહનતા), ૫ શ્રદ્ધા-(બ્રહ્મનિષ્ઠ સદ્ગુરુનાં તથા વેદાંતશાસ્ત્રનાં વાક્યોમાં ભક્તિ) અને ૬ સમાધાન(સલ્લક્ષ્ય જાણવામાં ચિત્તની એકાગ્રતા), તથા સંસારબંધનથી મુક્ત થવાની ઇચ્છા એનું નામ મોક્ષેચ્છા. એ સાધનયુક્ત અધિકારી. અને આ ગ્રંથનો વિષય પ્રત્યક્ષ આત્માનો પરમાત્મા સાથે એકતારૂપ છે, તેનું આમાં ઘણે ઠેકાણે નિરૂપણ કરેલ છે. આ ગ્રંથનો અને અદ્વિતીય બ્રહ્મનો પ્રતિપાદક અને પ્રતિપાદ્ય ભાવરૂપ સંબંધ છે; એટલે આ ગ્રંથ અદ્વિતીય બ્રહ્મને પ્રતિપાદન કરનાર છે અને બ્રહ્મ

પ્રતિપાદ્ય (પ્રતિપાદન કરવાને યોગ્ય) છે. તથા જ્ઞાનનો અને પંચીકરણનો જન્યજનકભાવ સંબંધ છે; એટલે જ્ઞાનજન્ય (ઉત્પન્ન થાય) છે અને પંચીકરણ, વિચાર દ્વારા જ્ઞાનનું જનક (ઉત્પન્ન કરનારું) છે. અજ્ઞાન અને જ્ઞાનનો નિવર્ત્યનિવર્તકભાવ સંબંધ છે; એટલે અજ્ઞાન નિવૃત્ત થાય છે અને જ્ઞાન તેને નિવૃત્ત કરે છે. આ ગ્રંથનું પરમાનંદરૂપ પરમાત્માની પ્રાપ્તિ તથા અજ્ઞાન સહિત જન્માદિ અનર્થની નિવૃત્તિરૂપ પ્રયોજન છે; તેથી આનો પ્રારંભ સફળ છે.

જીવનો દેહાધ્યાસ

ચોપાઈ

ઘણા દહાડાનો ભ્રમ થયો જીવને,
એટલે દેહ માને પોતે આપને;
તે સારુ ફરે ચોરાશી લક્ષ યોનિને,
ફરીફરી પામે જન્મમરણને.

ટીકા—જીવ કહેતાં જે અવિદ્યોપાધિક પ્રત્યક્ષ આત્મા તેને ઘણા દહાડાનો ભ્રમ થયો. નામ અનાદિ કાલની ભૂલ થઈ છે, એટલે તેથી પોતે (જીવાત્માએ) આપને (પોતાને) દેહ હું એમ માની લીધું છે; પણ વસ્તુતઃ પોતે સચ્ચિદાનંદબ્રહ્મરૂપ છે, દેહરૂપ નથી. ભૂલથી જ હું દેહ, હું મનુષ્ય, હું બ્રાહ્મણ, હું ક્ષત્રિય ઇત્યાદિ તે માને છે.

દૃષ્ટાંત તથા સિદ્ધાંત

જેમ એક બ્રાહ્મણે ઘણી ભાંગ પીધી, તેના કેફથી પોતાનું બ્રાહ્મણપણું ભૂલીને હું શુદ્ર છું, હું વૈશ્ય છું, હું ક્ષત્રિય છું, ઇત્યાદિક વિપરીત તે બોલવા લાગ્યો; પણ તે તેવું વિપરીત બોલતી વખતે બ્રાહ્મણ મટીને શુદ્રાદિક થયો નથી, બ્રાહ્મણ જ છે, પણ કેફથી જ તે વિપરીત બોલે છે. તે પછી તેનો કોઈ હિતેચ્છુ પુરુષ મળ્યો. તેણે તેનો કેફ ઉતારવા સારુ ઘી તથા દહીં પાયું; તેથી તે બ્રાહ્મણનો કેફ ઊતરી ગયો; ત્યારપછી તે (બ્રાહ્મણ) હું બ્રાહ્મણ છું એમ પોતાનું સ્વાભાવિક સ્વરૂપ જાણે છે અને હું શુદ્રાદિક છું એમ કદાપિ માનવાનો નથી. જ્યાં સુધી કેફ હતો ત્યાં સુધી જ વિપરીત બુદ્ધિ હતી; કારણ કે કેફ ઊતર્યા પછી વિપરીત બુદ્ધિ રહેતી નથી. તેમ પ્રત્યક્ષ આત્મા પોતાના અજ્ઞાનરૂપી કેફથી અવિદ્યાકલ્પિત સ્થૂલ-સૂક્ષ્મ શરીરના કલ્પિત સંબંધથી પોતાનું પ્રકટ સચ્ચિદાનંદસ્વરૂપ ભૂલી હું મનુષ્ય છું, હું બ્રાહ્મણ છું, હું ક્ષત્રિય છું, હું વૈશ્ય છું, હું શુદ્ર છું, હું ગૃહસ્થ છું, હું ત્યાગી છું, હું પુરુષ છું. હું સ્ત્રી છું, હું જન્મું છું, હું મરું છું એમ વિપરીત મિથ્યા જ્ઞાન પામે છે; વસ્તુતઃ પોતે દેહાદિકનો દ્રષ્ટા સાક્ષી બ્રહ્મરૂપ છે,

પણ અજ્ઞાનથી જાણતો નથી. જ્યારે તે અજ્ઞાનીને બ્રહ્મનિષ્ઠ ગુરુ મળે અને તે ગુરુ તેને બ્રહ્મવિદ્યાનું ઉપદેશરૂપી ઘી પાય, ત્યારે અજ્ઞાનરૂપી નશો નષ્ટ થાય. ત્યારપછી તે પુરુષ હું દેહ, મનુષ્ય, કર્તા, ભોક્તા છું, એમ કદાપિ માનશે નહિ. હું સચ્ચિદાનંદ-રૂપ બ્રહ્મ છું, એમ જ માનશે; પણ એવું જ્યાં સુધી જાણ્યું નથી, ત્યાં સુધી ઘણા દિવસની ભૂલથી હું દેહ છું એમ તે માને છે.

સિંહનું દૃષ્ટાંત

બકરાંને ચરાવવાવાળો કોઈ એક (ભરવાડ) હતો. તે અરણ્યમાંની પર્વતની ગુફાગાં તરતનાં જન્મેલાં નવાં સિંહનાં બે બચ્ચાંઓમાંથી એક બચ્ચાને પોતાને ઘેર લાવ્યો અને તેને નિત્ય દૂધ પાઈને મોટું કર્યું. તે બચ્ચું દરરોજ બકરાંના ટોળા સાથે અરણ્યમાં ફરવા જાય અને આખો દિવસ બકરાં સાથે ફરે, દોડે, બેસે, પાણી પીએ અને સાયંકાળ થાય ત્યારે બકરાંના ટોળા સાથેજ ઘેર પાછું આવે; એટલે ભરવાડ (બકરાંને ચરાવનાર પુરુષ) તેને બકરાંના વાડામાં બકરાં સાથે જ પૂરી મેલે. એવી રીતે તે સિંહના બચ્ચાને રાત્રિદિવસ બકરાંના સંગથી પોતાનું સિંહસ્વરૂપ ભુલાઈ 'હું બકરો છું' એવું દૃઢ અજ્ઞાન થયું;

અને તેને ભરવાડ પણ સર્વદા બકરો કહી બોલાવવા લાગ્યો. કોઈ દિવસ પણ તું સિંહ છે એમ કહે નહિ. એમ નિત્ય બકરાં સાથે આવતાં-જતાં ઘણા દિવસ થયા; તેથી તે સિંહને બકરાંનું મિથ્યા જ્ઞાન દૃઢ થયું. તે પછી વનમાં એક દિવસ બકરાંના ટોળા સાથે તે સિંહ ઊભો હતો, તેવામાં પર્વતમાંથી એક બીજો સિંહ નીકળ્યો. તેણે બકરાંના ટોળામાં પેલા સિંહને દીઠો; તેથી આશ્ચર્ય પામી તેણે મોટી ગર્જના કરી. તે સાંભળી બકરાં સર્વ નાસી જવા લાગ્યાં, તેની સાથે તે બકરાંનો સંગી સિંહ પણ નાસવા લાગ્યો. તે જોઈને પર્વતના સિંહે તેને બૂમ પાડી કહ્યું: 'હે ભાઈબંધ! ઊભો રહે. મારે તને એક વાત કહેવી છે.' ત્યારે બકરાંનો પેલો સંગી સિંહ ઊભો રહ્યો.

### ભ્રમની નિવૃત્તિ

ત્યારપછી તે પર્વતનો સિંહ તેની પાસે આવી કહે છે: 'હે ભાઈ! તું સિંહ થઈને બકરાંના ટોળામાં કેમ રહે છે?' ત્યારે તે બકરાંનો સંગી સિંહ રોષ કરી બોલ્યો: 'હું તો સિંહ નથી, તું સિંહ હો, તો ભલે હો. હું તો બકરો છું, મને એવી જૂઠી વાત બતાવવી નહિ' 'તું સિંહ છે' એ રીતે એનું વિરુદ્ધ બોલવું સાંભળીને

તે પર્વતના સિંહના મનમાં વિચાર થયો, કે જે દિવસથી આ જન્મ્યો છે, ત્યારથી જ તેને બકરાંનો સંગ થયો છે અને તેને વનમાં સાથે ફેરવનાર ભરવાડ પણ બકરો જ કહીને બોલાવે છે; તેથી જ તેને હું બકરો છું એવું મિથ્યા જ્ઞાન દૃઢ થયું છે. તે મિથ્યા જ્ઞાન મારે ઉપદેશથી મટાડવું. એમ પર્વતનો સિંહ વિચારીને, તે પેલા, બકરાંના અધ્યાસવાળા સિંહને કહે છેઃ 'હે ભાઈ! તું વિચાર કરી જોતો ખરો. તે બકરાં તો સર્વ નાનાં છે, ને તું તો મોટો છે; માટે તું બકરો કેમ થઈશ?' ત્યારે પેલો અજ્ઞાન સિંહ કહે છેઃ 'હું મોટો બકરો છું.' એમ સાંભળી આ સિંહ કહે છેઃ 'હે ભાઈ! તું ફરીથી વિચાર કરી જો અને મારી સામું જો, હું પોતે સિંહ છું. મારાં લક્ષણ સર્વ તારી સાથે મળે છે. તે બકરાંનું લક્ષણ એક પણ તારી સાથે મળતું નથી; કેમ કે જો બકરાંને ચારે પગમાં બબ્બે ખરી છે અને તારા તથા મારા પગમાં પાંચ-પાંચ નખ છે, તેથી તારું લક્ષણ બકરાં સાથે મળતું નથી. વળી સાંભળ! બકરાંનું નાનું પૂછડું હાલ્યા કરે છે અને તારું તથા મારું પૂછડું લાંબું છે, તેથી પણ તું બકરો નથી.' જ્યારે એવી રીતે અનુભવ કરાવ્યો, ત્યારે તે

અજ્ઞાન સિંહને કાંઈક વિશ્વાસ આવ્યો, ને તે કહેવા લાગ્યોઃ 'તું વાત કહે છે તે સાચી જણાય છે, પણ મારું મન માનતું નથી.' ત્યારે તે પર્વતના સિંહે પેલા અજ્ઞ સિંહને, નજીક એક તળાવ હતું તેને કિનારે ઊભો રાખી પાણીમાં મોઢું જોવા કહ્યું અને તે બોલ્યોઃ "જો, તારું મુખ અને મારું મુખ સરખું છે ને બકરાંનું મુખ તો લાંબું છે. તારા જેવું ગોળ નથી. તારી ડોક લીસી છે અને બકરાંની ડોકમાં બે આંચળ છે. તારી કેડ(કટી), વાળ, કાન તથા તારા શરીરનો વર્ણ બકરાંની સાથે મળતો નથી. તે બકરાંને શિંગડાં છે, ને તને શિંગડાં નથી; માટે તું વિચારી જો. કે બકરાંનું એક પણ લક્ષણ તારામાં છે નહિ; અને મારાં(સિંહનાં) બધાં લક્ષણ તારામાં છે; ત્યારે તું સિંહ શા માટે નહિ? અને સિંહ છતાં હું બકરો છું એમ જે તેં માન્યું છે, તેનું કારણ એ છે કે જન્મથી જ તને બકરાંનો તથા ભરવાડનો સંગ રહ્યો છે; તેથી ખોટું અભિમાન થયું છે. હવે તું 'હું બકરો છું' એવું અભિમાન મૂકીને 'હું સિંહ છું' એમ નિશ્ચય કર."

એ વાત સાંભળી, વિચાર કરી અને પોતાનાં લક્ષણો તપાસી તેણે નિશ્ચય કર્યો, કે હું સિંહ

છું અને મનમાં પશ્ચાત્તાપ કર્યો, કે આટલા દિવસ સુધી બકરાંના સંબંધથી વ્યર્થ હું બકરો છું એવું માની બંધાયો હતો. હવે કોઈ દિવસ બકરાંનો સંગ નહિ કરું પણ એનો નાશ કરીશ. એવો નિશ્ચય કરી તે બકરાંને મૂકી દઈ સિંહ સાથે વિચરવા લાગ્યો.

દેહના મિથ્યા જ્ઞાનનું રૂપ

તેમ દેહનો દ્રષ્ટા જે આત્મા તેને અનાદિ કાળનું જે સ્વસ્વરૂપનું અજ્ઞાન છે, તેથી તથા કામકર્માદિકના સંબંધથી અવિદ્યાકલ્પિત દેહેંદ્રિય વગેરેના સમુદાયરૂપ બકરાંના ટોળામાં આવી તેમાં અજ્ઞાનથી હું મનુષ્ય છું, હું પુરુષ છું, હું સ્ત્રી છું, હું બ્રાહ્મણાદિ વર્ણ છું અને બ્રહ્મચર્યાદિ આશ્રમી છું, એ રીતે માન્યું છે અને પોતાનું સ્વાભાવિક સ્વરૂપ સાક્ષી, દ્રષ્ટા અને સચ્ચિદાનંદ-રૂપ છે તે ભૂલી ગયો છે અને ભરવાડ સરખા ભેદવાદી ગુરુ પણ તું સંસારી છે, દેહ છે, કર્તા-ભોક્તા છે, એવા ખોટા બોધથી અજ્ઞાનને દૃઢ કરાવે છે; તેથી પણ અજ્ઞાની જીવાત્મા પોતાના સ્વરૂપને ભૂલી જઈ 'હું દેહાદિક છું' એવું મિથ્યા જ્ઞાન દૃઢ કરી બેઠો છે; પણ તે અજ્ઞાની જીવને પૂર્વનાં કોઈ અનંત પુણ્યકર્મનો ઉદય થાય

તેથી અને તે પુણ્યકર્મના ફળ દેનાર જગદીશ્વરના અનુગ્રહથી જ્યારે વેદાંતશાસ્ત્રના યથાર્થવેત્તા કોઈ બ્રહ્મનિષ્ઠ સદ્‌ગુરુ મળે, ત્યારે તે ગુરુ તેનાં સારાં લક્ષણ તથા મુમુક્ષુતા જોઈને (દૃષ્ટાંતમાં જેમ પર્વતના સિંહે પેલા અજ્ઞ સિંહને પૂછ્યું હતું તેમ) પૂછે.



ગુરુનો ઉપદેશ

ગુરુ: તું કોણ છે? બ્રહ્મસ્વરૂપને તેં જાણ્યું છે?

શિષ્ય: હું મનુષ્ય છું, મારાથી બ્રહ્મસ્વરૂપ કેમ જાણી શકાય?

ગુરુ: હે ભાઈ! આ તારો દેહ મનુષ્યનો છે. દેહનો દ્રષ્ટા તું–આત્મા દેહથી જુદો છે, મનુષ્ય નથી. તું બ્રહ્મ છો. અજ્ઞાનથી જ તું કહે છે, 'બ્રહ્મસ્વરૂપ કેમ જણાય?'

શિષ્ય: હે મહારાજ! તમે કહો છો: 'તું બ્રહ્મ છે' પણ બ્રહ્મ હું કેમ થાઉં? હું તો સંસારી, સુખી, દુ:ખી, કર્તા, ભોક્તા છું; માટે તમારો ઉપદેશ અનુભવમાં આવતો નથી.

ગુરુ: હે મુમુક્ષો! તું વિચાર કરી જો, કે આ તારા દેહમાં અહંકાર છે તે સંસારી, સુખી, દુ:ખી, કર્તા, ભોક્તા છે ને દૃશ્ય છે. તું તેનો દ્રષ્ટા છે. દેહનાં લક્ષણ (જેમ બકરાંના સિંહ સાથે ન મળે

તેમ) તારા આત્મા સાથે એક પણ મળતાં નથી. અને બ્રહ્મનાં સત્, ચિત્, આનંદાદિ લક્ષણો તારા આત્મસ્વરૂપમાં મળે છે. (જેમ સિંહનાં લક્ષણ સિંહ સાથે મળે છે તેમ,) જેમ બ્રહ્મ સત્ય છે, તેમ તું જાગ્રદાદિ ત્રણે અવસ્થામાં સત્યરૂપ છે. જેમ બ્રહ્મ જ્ઞાનરૂપ છે, તેમ તું ત્રણે અવસ્થા જાણે છે; માટે જ્ઞાનરૂપ છે. જેમ બ્રહ્મ આનંદરૂપ છે, તેમ તું પણ પરમપ્રેમાસ્પદ છે, તેથી જ પરમ આનંદરૂપ છે. તું બ્રહ્મ પેઠે 'અસ્તિ, જાયતે' આદિ છ વિકારરહિત છે. આ તારો દેહ દશ્ય અસત્ય છે. જડ દુઃખરૂપ અને છ વિકારવાળો છે. આ દેહ સાથે તારે કોઈ પણ વાસ્તવિક સંબંધ નથી. કેવળ તારા સ્વરૂપના અજ્ઞાનથી સુખ, દુઃખ, કર્તૃત્વ, ભોક્તૃત્વ વગેરે અંતઃકરણના ધર્મો ભ્રાંતિથી આત્મામાં તેં માન્યા છે. વસ્તુતઃ તું શુદ્ધ બ્રહ્મ છે. તારામાં સંસાર નથી. તેમ જ ભાગવતમાં પણ એકાદશસ્કંધના ૨૮મા અધ્યાયમાં શ્રીભગવાનનું ઉદ્ધવજી પ્રતિ ઉપદેશ-વાક્ય છે.

અહંકારમાં રહેલા હર્ષશોક

अनुष्टुप्

शोकहर्षभयक्रोधलोभमोहस्पृहादयः ।
अहंकारस्य दृश्यंते जन्म मृत्युश्च नात्मनः ॥

ટીકા—શોક (દુઃખ), હર્ષ(પ્રસન્ન થવું), ભય (ડરવું), લોભ, મોહ, સ્પૃહા (ઇચ્છા), જન્મ, મૃત્યુ આદિ શબ્દથી કર્તૃત્વભોક્તૃત્વાદિ, એ સમગ્ર ધર્મ અહંકારમાં દેખાય છે, આત્મામાં દેખાતા નથી; કેમ કે સુષુપ્તિ–સમાધિ આદિ અવસ્થામાં આત્મા છે, પણ જો અહંકાર લીન થયો છે, તો સુખદુઃખાદિ ધર્મ પ્રતીત થતા નથી ને જાગ્રતમાં અહંકાર છે, તો સુખદુઃખાદિ પ્રતીત થાય છે; માટે તે ધર્મ અહંકારમાં છે ને આત્મા નિર્વિકાર છે.

એવો સદ્‌ગુરુ જ્યારે બોધ કરે, ત્યારે શિષ્ય વિચાર કરી દેહનું અજ્ઞાન મૂકી 'હું બ્રહ્મસ્વરૂપ છું' એવો નિશ્ચય કરે અને સંસારદુઃખથી મુક્ત થાય; પણ દૃષ્ટાંતમાં જેમ જંગલના સિંહના ઉપદેશ વિના પેલા અજ્ઞ સિંહને 'હું બકરો છું' એવું દૃઢ ખોટું જ્ઞાન થયું હતું, તેમ અજ્ઞાની જીવાત્માએ પણ સદ્‌ગુરુના ઉપદેશ વિના અનાદિકાળના ભ્રમથી (ભૂલથી) દેહ છે તે જ હું છું, એમ માની લીધું છે.

એ રીતે પ્રથમ ચોપાઈના પૂર્વાર્ધમાં અનાદિ કાળના અજ્ઞાનથી જીવને દેહનો આભાસ થયો છે તેનું વર્ણન કર્યું. હવે ઉત્તરાર્ધમાં દેહાધ્યાસનું ફલ જન્મમરણાદિ સંસાર થાય છે, તેનું વર્ણન આવે છે.

અંધનું ઉદાહરણ

'તે સારુ ફરે ચોરાશી લક્ષ યોનિને ઇતિ.'

જે માટે પોતાનું સ્વરૂપ ભૂલી દેહમાં તેનો આભાસ કર્યો છે, તે સારુ ચોરાશી લક્ષ યોનિમાં વારંવાર ફરે છે અને ફરીફરી જન્મ-મરણ તે ભોગવે છે, તે વિષે નીચે દૃષ્ટાંત કહું છું તેથી સમજવું.

કોઈ મોટા શહેરમાં એક આંધળો રહેતો હતો. તેને શહેરમાં અનેક પ્રકારનાં દુઃખથી શહેર બહાર જવાની ઇચ્છા થઈ, તેથી તેણે કોઈ પુરુષને પૂછયું, કે ગામ બહાર જવાનો રસ્તો ક્યાં છે? ત્યારે તે પુરુષે જવાબ દીધો, કે આ ગામને દરવાજો એક જ છે, તેથી તું કિલ્લાને હાથ લગાડતોલગાડતો ચાલવા માંડ અને જે ઠેકાણે દરવાજો આવે તે ઠેકાણે ગામ બહાર જવાનો રસ્તો છે. ત્યાંથી બહાર નીકળી જજે, એટલે સુખી થઈશ. એવું સાંભળીને તે આંધળો કિલ્લાને હાથ લગાડતોલગાડતો ચાલ્યો અને ચાલતાંચાલતાં જ્યારે દરવાજો આવ્યો, તે વખતે તે અંધના શરીરમાં કંડૂ (દાદર) હતી, તેથી ચળ આવી; તે ટાણે કિલ્લાને લગાડેલો હાથ ઉપાડીને ખંજવાળવા લાગ્યો ને તેણે ચાલવા માંડ્યું અને ખરજ જ્યારે બંધ થઈ ને પાછો જ્યાં હાથ

મૂકે, ત્યાં તો વળી કિલ્લો આવ્યો ને દરવાજો તો ચાલતાંચાલતાં પાછળ રહી ગયો; તેથી તે મોટા શહેરના કિલ્લામાં ફરીફરીને મહાદુઃખ ભોગવે છે, રસ્તામાં કાંટા વાગે છે તથા ગામનાં મલમૂત્રમાં પડી જાય છે, તડકામાં ઘણો તપે છે અને વાયુથી ધૂળ ઊડી આંખમાં પડે છે, તેથી હેરાન થાય છે. એ રીતે ફરીફરીને જ્યારે દરવાજા પાસે આવે છે, તે જ વખતે પૂર્વના કોઈ કર્મદોષથી પાછી ખરજ આવે છે અને દરવાજો પાછળ રહી જાય છે; એમ વારંવાર ફરીફરીને તે મહાદુઃખ ભોગવે છે.

અંધના ઉદાહરણનો સિદ્ધાંત

આંધળાને ઠેકાણે અજ્ઞાની સમજવો. કિલ્લાને ઠેકાણે ચોરાશી લક્ષ યોનિ સમજવી. દરવાજાને ઠેકાણે મનુષ્યદેહ જાણવો. ખરજને વિષયસુખ સમજવું. એ રીતે અજ્ઞાની જીવ ચોરાશી લક્ષ યોનિમાં ફરતો-ફરતો મનુષ્યદેહરૂપી મુક્તિના દરવાજામાં આવ્યો, ત્યારે બ્રહ્મનિષ્ઠ ગુરુના ઉપદેશથી પોતાનું સ્વરૂપ જાણી ચોરાશી લક્ષ યોનિમાંથી નીકળી મોક્ષસુખ પામી શકે એમ છે, પણ અજ્ઞાનરૂપી અંધતાથી આ મનુષ્યદેહ મુક્તિનું દ્વાર છે, તેમાં મોક્ષનું સાધન કરવું જોઈએ એમ જાણતો નથી અને નાના પ્રકારના વિષયભોગ તથા અસદાચરણરૂપી ખરજથી આખું

આયુષ્ય વ્યર્થ કાઢે છે. જેમ દાદર ઉપર ખરજ ઘણી મીઠી લાગે છે, તેમ નાના પ્રકારના વિષયભોગ ભોગવવા અતિશય પ્રિય લાગે છે; તેથી મરવા સુધી પણ તે વિષયોમાંથી આસક્તિ મૂકીને પરમેશ્વરમાં પ્રીતિ કરતો નથી. એમ કરતાં પ્રાણ ગયા એટલે મનુષ્યદેહરૂપી મોક્ષદ્વાર ગયું અને ચોરાશી લક્ષ યોનિરૂપી કિલ્લો હાથ આવ્યો. તેમાં બળદ, ઘોડા, ગધેડાં આદિ પશુનાં શરીર ધારણ કરી મહાદુઃખ ભોગવે છે! જે પશુ ઉપર ભાર નાંખી લાકડી મારીને ચલાવે છે, તે પશુને ઘાસ કોઈ આપે તો ખાય ને પાણી આપે તો પીએ. એ રીતે તે પશુને પોતાને સ્વાધીન કાંઈ પણ વ્યવહાર થઈ શકતો નથી. અરેરે! એ કેવાં દુઃખી થાય છે! ચાલતાંચાલતાં થાકી જાય, તોપણ કહી ન શકે. કે હું થાકી ગયેલ છું, કે મારાથી ચલાતું નથી; તેથી કેવળ તે દુઃખ ભોગવે છે. મનુષ્યદેહ પામીને આત્મજ્ઞાન સંપાદન ન કર્યું, તેનું ફળ એ છે, કે ચોરાશી લક્ષ યોનિમાં તે ફરે છે અને ફરીફરીને જન્મમરણ પામે છે; માટે મનુષ્યદેહ પ્રાપ્ત થયો છે તેમ છતાં જે પુરુષ મોક્ષ પામવાનું સાધન કરતો નથી, ને અધર્મથી કેવળ વિષયભોગમાં જ સમગ્ર આયુષ્ય ગાળે છે, તે પુરુષ મનુષ્યદેહ નષ્ટ થયા પછી પણ પશુઆદિ દેહ

ધારણ કરી મોટાં દુઃખ ભોગવે છે. પ્રબોધસુધાકર નામના ગ્રંથમાં શ્રીમત્‌શંકરાચાર્ય ગુરુએ કહ્યું છે:

પશુ યોનિમાં અજ્ઞાન તથા દુઃખ

उपगीति

नरदेहाऽतिक्रमणात् प्राप्तौ पश्वाऽऽदिदेहानाम् ।
स्वतनोरप्यज्ञानं परमार्थस्याऽत्र का वार्ता ॥

ટીકા—આત્મબોધ વિના આયુષ્ય પૂરું થવાથી, મનુષ્યદેહનો નાશ થયા પછી જેઓ પૂર્વનાં પાપકર્મોથી પશ્વાદિ દેહો ધારણ કરે છે, તેઓને તે પશુ આદિ અવતારમાં પોતાના શરીરનું પણ પૂરું જ્ઞાન રહેતું નથી, ત્યારે તેઓને પરમ સુખરૂપ પરબ્રહ્મનું જ્ઞાન થાય, એવી વાત તો કેમ જ કહેવાય? એટલે પશુપક્ષી વગેરેના દેહમાં પરબ્રહ્મનું જ્ઞાન થતું જ નથી.

ત્યારે પશુદેહમાં શું થાય છે? એવી શંકા થાય તો તેનો ઉત્તર એજ, કે કેવળ દુઃખ ભોગવવાં પડે છે. તે વિષે કહ્યું છે:

आर्या

सततं प्रवाह्यमाणैर्वृषभैरूष्ट्रैः खरैर्गजैर्महिषैः ॥
हा कष्टं क्षुत्क्षामैः श्रांतैर्नो शक्यते वक्तुम् ॥

ટીકા—બળદ, ઊંટ, ગધેડા, હાથી અને

પાડાઓ એવાં પશુજાતિનાં જે શરીરો છે, તેમને માથે ઘણો ભાર નાખીને મનુષ્યો સદા ચલાવે છે, તેથી પરાધીન થઈને ભાર ઉપાડી-ખેંચીને ચાલે છે, હા કષ્ટં (અહોહોહો! કેવા કષ્ટને પામે છે!) ભૂખ પ્રમાણે ખાવાને પણ ન મળે, તેથી દૂબળાં થાય છે, ગાડી વગેરેનો બોજો (ભાર) ખેંચવાથી થાકી જાય છે, તોપણ કહી શકતાં નથી, કે અમે થાકી ગયાં છીએ માટે અમને છોડી મૂકો.

ગર્ભવાસનું દુઃખ

અહાહા! પશુશરીર ધારણ કરવામાં કેવું દુઃખ છે, તે સ્પષ્ટ જોવામાં આવે છે; તેથી એમ સિદ્ધ થયું, કે આત્મજ્ઞાન વિના મનુષ્યદેહનો નાશ થયા પછી જીવ ચોરાશી લક્ષ યોનિમાં અનેક પ્રકારના જન્મમરણનું દુઃખ ભોગવે છે. જ્યારે જીવ માતાના ઉદરમાં ગર્ભવાસ કરે છે, ત્યારે તે ઠેકાણે તેને મળ, મૂત્ર, રુધિર, માંસ અને લીલા-પીળા કફ આદિ ધાતુથી, કૃમિથી તથા જઠરાગ્નિથી અનેક પ્રકારનાં દુઃખ થાય છે. નરકવાસ કરતાં ગર્ભવાસમાં કાંઈ ફેર દેખાતો નથી. ગર્ભવાસ એ જ મોટું નરક છે. જન્મવખતે પણ માતાને તથા ગર્ભને જે દુઃખ થાય છે તે અવાચ્ય છે; કેમ કે તે વેળાએ થતું દુઃખ માતાના તથા ગર્ભના જ અનુભવમાં આવે છે.

બાલ્યાવસ્થામાં પરાધીનતાથી અને યૌવન-અવસ્થામાં સ્ત્રિઆદિ વિષયોની ઇચ્છાથી તથા વૃદ્ધાવસ્થામાં અશક્તિથી અનેક પ્રકારના રોગોથી અને પુત્ર, સ્ત્રી આદિના અનાદરથી, બહુ દુઃખ થાય છે. તેનો અનુભવ સહુ કોઈને પ્રકટ જણાય છે; તેમ જ મરણવખતે પણ આખા શરીરમાં અસંખ્ય વીંછીઓ એકજ વખતે કાંટા મારતા હોય ને જેવું દુઃખ થાય તેવું જ દુઃખ થાય છે અને જીવતા માણસના હાથ, પગ, આદિ અંગો કરવતથી કાપ્યાથી જેવું દુઃખ થાય, તેવું જ દુઃખ મૃત્યુવખતે થાય છે. એ રીતે અજ્ઞાની, પરાધીન, પાપી, જીવોને વારંવાર જન્મમરણાદિ દુઃખ થયા કરે છે. તે વિષે દૃષ્ટાંત આપીને શ્રી શંકરાનંદ મુનિએ આત્મપુરાણમાં કહ્યું છેઃ

ઘડિયાળનો દાખલો

अनुष्टुप्

जातो बालो युवा वृद्धो मृतो जातः पुनस्तथा ।
भ्रमतीत्येष संसारे घटीयंत्रसमोऽवशः ॥

ટીકા—આ અજ્ઞાની જીવ સંસારમાં ઘટીયંત્રની પેઠે એટલે જેમ કૂવા ઉપર રેંટમાં ઘટમાળ હોય તે ફરીને હેઠળ જઈ પાછી ઉપર આવે છે અને

જેમ કુંભારનો ચાક (ચક્ર) તથા ઘાણીનો બળદ સદા ફરે છે, તેમ પરવશ થઈ જન્મે છે, બાળક થાય છે, જુવાન થાય છે. વૃદ્ધ થાય છે, મરે છે અને વળી પાછો જન્મે છે. અને અજ્ઞાનથી જીવ પોતાના સ્વરૂપને ભૂલી જન્મ-મરણરૂપી ઘટમાળમાં ફરીફરીને મહાદુઃખ ભોગવે છે.

એ રીતે પૂર્વે કહેલાં ચોરાશી લક્ષ યોનિનાં દુઃખ શ્રવણ કરી શિષ્યના મનમાં અત્યંત ભય થયો અને એવી જિજ્ઞાસા થઈ કે 'દુઃખ કેમ મટે?' પછી સ્મૃતિ થવાથી ગુરુને શરણે જઈ જન્મમરણાદિ દુઃખથી નિવૃત્ત થવા માટે પ્રશ્ન પૂછ્યા, તે પ્રકારનું બીજી ચોપાઈમાં ક્રમથી નિરૂપણ કર્યું છે.

### સાધુનો સમાગમ

ચોપાઈ

જન્મમરણ કેમ ટળશે ભાઈ?
સાધુનો સમાગમ કરીએ જાઈ,
જન્મમરણ કેમ ટળશે મ્હારે?
હું કોણ છું એવો વિચાર કરે તે વારે.

ટીકા—અનેક જન્મોમાં નિષ્કામ કરેલાં વૈદિક શુભ કર્મોના સમુદાયના ફલથી અને પ્રસન્ન થયેલી ઈશ્વરની કૃપાથી, શાંતિ, દાંતિ, શ્રદ્ધા આદિ સાધનોથી સંપન્ન થયેલા જિજ્ઞાસુને આ જન્મ-મરણનાં મોટાં

દુઃખ કેમ ટળશે? (કેવા ઉપાયથી નિવૃત્ત થશે?) એવી જો જિજ્ઞાસા ઉત્પન્ન થાય, તો તે મુમુક્ષુએ સાધુ પાસે જઈ તેનો સમાગમ કરવો.

શિષ્ય: સાધુ શબ્દનો અર્થ શું? કૌપીન, તુંબડી આદિ ધારણ કરી કેવળ વેશ માત્રથી નિર્વાહ કરવાવાળા જગતમાં ફરે છે તે, કે સાધુનાં લક્ષણો કંઈ બીજાં છે? જે લક્ષણોથી સાધુનું સ્વરૂપ ઓળખી તેનો સમાગમ કરવાથી જન્મમરણનું દુઃખ ટળી જાય, તેવાં સાધુનાં લક્ષણો કૃપા કરી જે હોય તે કહો.

સાધુનાં લક્ષણ

ગુરુ: સાધુ કહેતાં જે સ્વધર્મનો ત્યાગ કરતા નથી, જેમાં સમદૃષ્ટિ, વૈરાગ્ય, શાંતિ, દાંતિ, ધીરજ, દયા, અદંભ, અમાન, અક્રોધ, ક્ષમા, અદ્વેષ, શુચિત્વ એવા શુભ ગુણો છે અને જે શ્રોત્રિય એટલે વેદને તથા તેના અર્થને જાણવાવાળા અને બ્રહ્મનિષ્ઠ એટલે બ્રહ્મસ્વરૂપમાં જેની નિષ્ઠા છે, એવાં બે વિશેષણો મુખ્યત્વે કરીને જેમાં રહ્યાં હોય, એવા સદ્‌ગુરુનો સમાગમ કરવો.

શિષ્ય: તમે ગુરુમાં શ્રોત્રિય તથા બ્રહ્મનિષ્ઠ એવાં મુખ્યત્વે કરીને બે વિશેષણો કહ્યાં, તે મધ્યેના એક વિશેષણવાળા ગુરુ હોય, તો તેથી કલ્યાણ-

કારક બોધ થાય કે નહિ?

ગુરુ: એક વિશેષણવાળાથી નિઃસંદેહ બોધ થતો નથી; માટે બે વિશેષણવાન ગુરુને શરણે જવું. તે વિષે એક દૃષ્ટાંત કહું છું:

ગુરુથી મળતા જ્ઞાનનું દૃષ્ટાંત

કોઈ એક પોતાને સ્વદેશ જનારો પુરુષ રસ્તામાં જતો હતો. ત્યાં એક વચમાં નદી આવી. તે ઊતરવા સારુ કિનારે પૂછપરછ કરવા લાગ્યો, કે મારે નદીની પાર જવા સારુ શો ઉપાય કરવો? તે સાંભળી નદીને કિનારે એક પુરુષ શરીરે પુષ્ટ તથા ચાલવામાં સમર્થ હતો પણ અંધ હતો, તે કહેવા લાગ્યો, કે મારી ખાંધ ઉપર તમે બેસો, તો હું તમને નદીપાર ઉતારી દઉં. ત્યારે તે અંધનાં વચન સાંભળી પાર જવાવાળા પુરુષને વિચાર થયો કે એ અંધ છે, તેથી પેલીપારનો કિનારો તો દેખતો નથી, ત્યારે તે મને કેમ પાર ઉતારશે? માટે તેના વિશ્વાસે જવું એ ભયનો હેતુ છે, તેથી ના પાડી. તે વખતે તે જ કિનારા ઉપર એક બીજો પાંગળો પુરુષ બેઠો હતો, તે આંખે દેખતો હતો, તેણે તે પુરુષને કહ્યું, કે તમારે બીજા સાથે જવાની કાંઈ જરૂર નથી; કેમ કે નદીમાં પાણી થોડું છે, તે હું જાણું છું; માટે હું કહું તે રસ્તે જાઓ, તો

સહેજે પાર ઊતરી જશો. એમ કહી બતાવ્યું કે આ કિનારાથી તમે જરા નીચે ઊતરી વીશ કદમ સીધા ચાલીને જમણી તરફ જરા વળીને ચાલ્યા જશો, તો વગર અડચણે પાર ઊતરશો. પાંગળાનાં એવાં વચન સાંભળીને તે વચન ઉપર પાર જવાવાળા પુરુષને વિશ્વાસ ન આવ્યો અને તે વિચારવા લાગ્યો, કે પોતે પગવિનાનો છે અને કોઈ દિવસ નદીમાં ગયો નથી, તેથી પાણી ઘણું છે અથવા થોડું છે તે જાણતો નથી; માટે તેના કહ્યાથી હું જાઉં ને કદાપિ વચમાં પાણી ઊંડું આવે ને હું ડૂબું, ત્યારે મારી એ શું સહાયતા કરે એમ ધારી તેનું વચન ન માન્યું એ રીતે જો તે પંગુ સાચી વાત કહે છે અને પાણી પણ થોડું છે, તથાપિ તે બતાવનાર પાંગળો છે તેથી તેનાં વચનમાં વિશ્વાસ ન આવ્યો, ને તે ગયો નહિ. તેટલામાંજ તેજ કિનારે એક ત્રીજો પુરુષ દૈવેચ્છાથી આવી મળ્યો. તે નેત્રે દેખતો હતો, ને ચાલવામાં સમર્થ અને તરવાની શક્તિવાળો હતો; તેણે તે પાર જનાર પુરુષને કહ્યું, કે મારી સાથે આવો, તો હું તમને પાર ઉતારું; ત્યારે તેનાં વચનમાં ભરોસો આવ્યો અને તેની સહાયતાથી તે પાર ઊતરી પોતાને સ્વદેશ પહોંચ્યો.

દૃષ્ટાંતનો સિદ્ધાંત

બ્રહ્મસ્વરૂપને પ્રાપ્ત થવાની ઇચ્છાવાળો જે મુમુક્ષુ, તેને સ્વદેશ જવાની ઇચ્છાવાળો સમજવો. જન્મ-મરણરૂપી જેમાં પ્રવાહ છે એવી સંસારરૂપી નદી જાણવી. તેનો પેલો કાંઠો તે પરમાત્માની પ્રાપ્તિ જાણવી. નદીના કિનારા ઉપર અંધને ઠેકાણે શ્રોત્રિય કહેતાં કેવળ શાસ્ત્રને જાણવાવાળો જાણવો. એને શાસ્ત્રાર્થનિરૂપણ કરવારૂપી પગમાં જોર છે, પણ પેલાપારના કિનારારૂપી બ્રહ્મસ્વરૂપને તે દેખતો નથી; તેથી કેવલ શ્રોત્રિય ગુરુના આશ્રયથી સ્વસ્વરૂપની પ્રાપ્તિ થતી નથી. પાંગળાને ઠેકાણે કેવળ બ્રહ્મનિષ્ઠ સમજવો. જેને ગુરુકૃપાથી બ્રહ્મ-સ્વરૂપના અપરોક્ષ જ્ઞાનરૂપી ચક્ષુ છે, તે સંસારનદીને પાર જે પરબ્રહ્મ, તેને યથાર્થ જાણે છે, પણ તેને વેદવાકયોના પ્રમાણપૂર્વક યુક્તિથી ઉપદેશ કરવારૂપી પગ નથી, તેથી તે જો બીજાને બ્રહ્મસ્વરૂપની પ્રાપ્તિ થવાનો ઉપાય બતાવીને કહે, કે 'આ સંસારરૂપી નદી તુચ્છ છે અને ઈશ્વરકૃપાથી ગાયની ખરીની પેઠે તરવાને સહેજ છે અને પરમેશ્વર એક, અદ્વિતીય, અનંત, અસંગ, અક્રિય, નિર્વિકાર, નિરાકાર, નિર્ગુણ, નિત્ય, પ્રત્યક્ષઆત્મા, દેહત્રયથી વિલક્ષણ, ત્રણ અવસ્થાના સાક્ષી, પંચકોશાતીત, વ્યાપક,

દ્રષ્ટા, સ્વયંજ્યોતિ, સચ્ચિદાનંદરૂપ છે. તેના જ્ઞાનથી સંસારનદીની પાર ક્લેશ વિના સુખથી જઈશ.' તોપણ તે સાચો ઉપદેશ છતાં તેના બોલવામાં બીજા મુમુક્ષુને વિશ્વાસ આવતો નથી; કારણ કે તે કાંઈ શ્રુતિસ્મૃતિનાં વાક્યોનું પ્રમાણ કહેતો નથી, તેથી તેના વાક્યમાં પણ સંદેહ રહે છે; માટે દૃષ્ટાંતમાં નદીપાર જનારો પુરુષ જેમ નેત્રવાળા અને પગવાળા પુરુષની સહાયતાથી નદી પાર ગયો, તેમ શ્રોત્રિય તથા બ્રહ્મનિષ્ઠ એ બે વિશેષણવાન ગુરુની જ સહાયતાથી સંસારનદીની પાર જવાય છે; માટે તેવા ગુરુને શરણે જવું.

શ્રુતિસ્મૃતિનાં પ્રમાણો

અથર્વવેદનાં મુણ્ડક ઉપનિષદમાં પણ જિજ્ઞાસુએ સમિધાદિ ઉપહાર હાથમાં લઈ, વિનયપૂર્વક થઈ, પરમતત્ત્વજ્ઞાન પામવા માટે, શ્રોત્રિય તથા બ્રહ્મનિષ્ઠ એ બે વિશેષણવાળા ગુરુને શરણે જવું, એમ સ્પષ્ટ નિરૂપણ કરેલું છે. તેમ ભગવદ્ગીતાના ચોથા અધ્યાયમાં શ્રીકૃષ્ણે કહેલું છે:

अनुष्टुप्

तद्विद्धि प्रणिपातेन परिप्रश्नेन सेवया ।
उपदेक्ष्यंति ते ज्ञानं ज्ञानिनस्तत्त्वदर्शिनः ॥

ટીકા—ગુરુને સાષ્ટાંગ નમસ્કાર કરીને તથા ગુરુ પાસે બંધન શું, વિદ્યા કોને કહીએ, અવિદ્યા કોને કહીએ, આત્મા કોણ, પરમાત્મા કોણ અને તેની એકતા કેમ જણાય, એવા પ્રશ્નો કરીને તથા ગુરુની સેવા કરીને પ્રસન્ન થયેલા ગુરુ પાસેથી પરમશ્રેષ્ઠ મોક્ષનું સાધન, અદ્વિતીય, પરમાત્માનું જે જ્ઞાન, તે તું જાણ; અને જ્ઞાની (શ્રોત્રિય) તત્ત્વદર્શી (બ્રહ્મનિષ્ઠ) એવા જે ગુરુ, તે તને જ્ઞાનનો ઉપદેશ કરશે.

તેમ શ્રીમદ્‌ભાગવતમાં એકાદશસ્કંધના ત્રીજા અધ્યાયમાં પ્રબુદ્ધ નામના યોગેશ્વરે જનક રાજાને કહ્યું છે.

अनुष्टुप्

तस्माद्गुरुं प्रपद्येत जिज्ञासुः श्रेय उत्तमम् ।
शाब्दे परे च निष्णातं ब्रह्मण्युपशमाश्रयम् ॥

ટીકા—જે સારુ આ લોકના તથા પરલોકના વિષયભોગ સર્વ, કર્મજન્ય હોવાથી નાશવાન છે ને દુઃખ દેનારા છે તે સારુ ઉત્તમ (નાશરહિત પરમ સુખસ્વરૂપ) શ્રેય (મોક્ષને) જાણવાની ઇચ્છાવાળો એવો જે મુમુક્ષુ પુરુષ, તેણે વેદના સાચા અર્થને જાણનાર શ્રોત્રિય અને પરબ્રહ્મને

અપરોક્ષ અનુભવથી જાણનાર બ્રહ્મનિષ્ઠ તથા શાંતિવાન એવા ગુરુને શરણે જવું.

પ્રશ્ન પૂછવાના પ્રકાર

શિષ્યઃ તેવા ગુરુને શરણે જઈને શું કરવું?

ગુરુઃ તેમની પાસે જઈને નીચે લખ્યા છે, તે પ્રમાણે પ્રશ્નો પૂછવા કે–

'જન્મ–મરણ કેમ ટળશે મહારે.' હે દયાળુ ગુરુ! આ સંસારમાં મને જન્મ–મરણ થાય છે, તે કેમ ટળશે (મટશે)? જપથી, તપથી, કે તીર્થથી? વા યજ્ઞાદિક કર્મથી તે મટે, અથવા બીજાં કાંઈ સાધન છે? વળી તે વખતે હું કોણ છું એવો વિચાર કરે, અને તે વિચાર કરીને ગુરુને પૂછે કે હું કોણ છું? આ સ્થૂલ દેહ છે તે હું, કે ઇંદ્રિયો તે હું? આ પ્રાણ, મન, અહંકાર છે, તે હું, કે એ સર્વનો સમુદાય તે હું? અથવા તે સર્વથી હું કોઈ જુદો છું? તે કૃપા કરી કહો.

જન્મમરણનો કાગળ ફાટવાનો પ્રકાર

એવી રીતનાં શિષ્યની જિજ્ઞાસાનાં વચનો સાંભળીને ગુરુ જન્મમરણ મટવાનો ઉપાય બતાવે છેઃ

સદ્‌ગુરુ કહે સ્વસ્વરૂપ જાણ,<br>
એટલે તારો જન્મ ટળશે એ પ્રમાણ;

તારા જન્મમરણનો કાગળ ફાટે,
સદ્‌ગુરુવચને વિશ્વાસ રાખે એ માટે.

ટીકા—સદ્‌ગુરુઃ તું તારા સ્વરૂપને જાણ એટલે હું સચ્ચિદાનંદરૂપ છું; દેહ, ઇંદ્રિયો, પ્રાણ, મન, બુદ્ધિનો સાક્ષી, પ્રત્યક્ષ આત્મા છું અને દેહ, ઇંદ્રિયાદિક હું નહિ: તથા દેહના જે ધર્મ, વર્ણ આશ્રમાદિક, તથા ઇંદ્રિયોના ધર્મ આંધ્ય બધિરતાદિક તે પણ મારા સ્વરૂપમાં નથી. કેવળ શુદ્ધ ચૈતન્યરૂપ હું છું, એવું જ્ઞાન જ્યારે તને દૃઢ થશે, એટલે તે જ વખતે તારાં જન્મમરણ ટળશે એ પ્રમાણસિદ્ધ છે.

આત્મજ્ઞાનથી જન્મમરણની નિવૃત્તિ

એ રીતે અનેક શ્રુતિઓમાં પણ કહ્યું છે કે 'જ્ઞાનથી જ મોક્ષ થાય છે,' 'તે આત્માને જાણીને જ મૃત્યુથી પાર થઈને મોક્ષ થાય છે,' ને 'જ્ઞાન વિના બીજો કોઈ પણ માર્ગ મોક્ષ આપનારો નથી.' તે જ રીતે સ્મૃતિમાં પણ કહ્યું છે, કે 'આત્મજ્ઞાન વિના કેવળ જપ, તપ, કર્માદિકથી મોક્ષ થતો નથી; કારણ કે તે સાધનો માત્ર અંતઃકરણશુદ્ધિનાં હેતુ છે; પણ મોક્ષનું કારણ તો કેવળ જ્ઞાન જ છે.' જેમ રસોઈ કરવી હોય તો લાકડાં, વાસણ, અનાજ આદિ સાધનો છે, પણ અગ્નિ વિના રસોઈ સિદ્ધ થતી નથી; તેમ જ્ઞાન

વિના મોક્ષ થતો નથી; માટે તારા સ્વરૂપને તું ઓળખ. એ રીતે ચોપાઈના પૂર્વાર્ધમાં જ્ઞાનથી જ જન્મમરણાદિ દુઃખો નાશ પામે છે એમ કહ્યું છે, તે શ્રુતિસ્મૃતિના પ્રમાણથી પ્રસિદ્ધ છે એમ નિરૂપણ કરી, હવે ઉત્તરાર્ધમાં તે જ્ઞાન થવા સારુ તથા જન્માદિ દુઃખોના કારણરૂપ પાપાદિ કર્મોની નિવૃત્તિ થવા સારુ, બ્રહ્મનિષ્ઠ સદ્દગુરુના સદુપદેશમાં વિશ્વાસ રાખવો તેનું નિરૂપણ કરે છે. 'તારા જન્મમરણનો કાગળ ફાટે,' ઇતિ અને જો તું સદ્દગુરુના ઉપદેશના વચનમાં વિશ્વાસ ( શ્રદ્ધા ) રાખીશ તો તારા જન્મ-મરણનો જે કાગળ છે તે ફાટી જશે.

### જન્મમરણના કાગળનું લક્ષણ

શિષ્ય : હે મહારાજ ! જન્મમરણનો કાગળ તે વળી શું ?

ગુરુ : જે જીવ પાપપુણ્યાદિક જે જે કર્મો કરે છે, તેને યમરાજનો કારભારી ચિત્રગુપ્ત લખે છે, અને તે તે કર્મના કરવાવાળા જીવને યમરાજા જન્માદિ દ્વારા સુખદુઃખાદિ ફળ આપે છે; તેથી ચોરાશીલક્ષ યોનિમાં તે ફરે છે એમ પુરાણમાં કહ્યું છે. એ જ જન્મમરણનો કાગળ છે; માટે સદ્દગુરુ જે સચ્ચિદાનંદરૂપ પોતાના આત્માનો ઉપદેશ કરે છે, તેના વચનમાં અનુભવ કરી દૃઢ વિશ્વાસ

રાખે, તો જ તે કાગળ ફાટે–જન્મમરણનાં દુઃખ ટળે. તે ઉપર સ્થૂલ રીતે સમજવા સારુ એક દૃષ્ટાંત કહું છું તે સાંભળ.

વિષ્ણુદત્ત શાહુકારનો દાખલો

એક કોઈ શાહુકાર હતો. અજાણથી કોઈ દુર્જનો સાથે વ્યાપારના સંબંધથી તેનાં સર્વ ધનનો નાશ થયો; અને ઊલટો તે શાહુકાર કરજદાર થયો; અને તેના લહેણદારો તેને ઘણે પ્રકારે દુઃખ દેવા લાગ્યા; તેથી તેણે વિચાર કર્યો, કે હું કોઈની ચાકરી કરી, કાંઈ કમાઈને એમને આપતો જાઉં એમ ધારીને હલકા પગારે ગાંધી અથવા કાપડિયા વગેરેની ચાકરી તે કરવા લાગ્યો, પણ તેમાંથી બસો રૂપિયાનું વર્ષાસન મળે, તે તો પેટખરચમાં જ પૂરું થાય; એટલે માગનારાઓને વ્યાજ તો શેનું જ આપી શકે? આમ થવાથી દિનપરદિન દેવું વધ્યું જાય, તેથી તેના માગનારા ઘણો તગાદો કરી તેને દુઃખ દેવા લાગ્યા. તેવામાં તે કરજદાર શાહુકારનો કોઈ દયાળુ અને હિતેચ્છુ મિત્ર હતો તે કહેવા લાગ્યો, કે હે ભાઈ! આવા થોડા પગારથી નિર્ધન પુરુષોની ચાકરી કરીને તું કદી પણ કરજથી છૂટવાનો નથી, માટે એક ઉપાય બતાવું તેમ કર. આ ગામમાં એક વિષ્ણુદત્ત નામે મોટો શાહુકાર છે, તે

પૈસાવાળો છે અને તે ઘણો ઉદાર પણ છે. તેને શરણે જઈને પગાર માગ્યા વિના તનમનથી પોતાનું જ કામ જાણીને જે પ્રકારની ચાકરી કહે, તે તારે સત્યથી અને નિષ્કપટપણે કરવી. પગાર આપવાનું કહે તો તારે ના પાડવી ને કહેવું કે અન્નવસ્ત્ર ઉપરાંત હમણાં મારે કાંઈ જોઈતું નથી; તેથી તારા ઉપર તેને પાકો ભરોસો આવશે અને પોતાનો જાણીને તને કરજથી મુક્ત કરશે. તે હિતેચ્છુનાં એવાં વચન સાંભળીને તે કરજદાર વિષ્ણુદત્તની પાસે નિત્ય જવા લાગ્યો ને તેની સાથે સ્નેહ કરી ઉપર કહ્યા પ્રમાણે ચાકરી કરવા લાગ્યો, ત્યારે તે વિષ્ણુદત્તે તેને સચ્ચાઇથી વગર પગારે ચાકરી કરતો જોઈને, મોટા મુનીમનો અધિકાર આપ્યો. એ રીતે તે અધિકાર ઉપર બેત્રણ વરસ થયાં, તેવામાં તેના પ્રથમના માગનારાએ વિચાર કર્યો, કે એ મોટા મુનીમના અધિકાર ઉપર સારે ઠેકાણે છે; માટે આપણા પૈસા આપશે. એવી આશાથી ધીરજ રાખી, કેટલાએક વખત સુધી ઉઘરાણી કરી નહિ; તોપણ તેણે માગનારને કાંઈ આપ્યું નહિ, તેથી એક દિવસ તે રસ્તામાં જતો હતો, તેને ઊભો રાખીને માગનારના એક માણસે ઘણા તિરસ્કારપૂર્વક ચાંપીને ઉઘરાણી કરી અને ન કહેવાનાં ઘણાં જ કઠોર વચનો

કહ્યાં. તે સાંભળીને તે શાહુકાર ઘણો ઉદાસ થઈને પોતાના શેઠને ઘેર ગયો. શેઠે તેને ઉદાસ જોઈને પૂછ્યું: 'કેમ, મુનીમ, આજ કાંઈ ઉદાસ છો?' તે સાંભળીને મુનીમની આંખમાં આંસુ આવ્યાં. તે જોઈ શેઠે પૂછ્યું: 'આટલું બધું શું દુઃખ છે તે મને કહો. જે દુઃખ હશે તેનું હું નિવારણ કરીશ. મારી પાસે કહેવા માટે તમે કાંઈ પણ ભય ન રાખો.' ત્યારે મુનીમ બોલ્યો: 'પ્રથમ હું અજાણપણે વિશ્વાસ કરી દુર્જનો સાથે વેપાર કરતો હતો, તે કારણથી મારું ધન ખોઈ બેઠો અને ઊલટો કરજદાર થયો છું, મારા લેણદારો તમારી ચાકરીમાં રહ્યા પછી આજદિન સુધી કાંઈ પણ કહેતા ન હતા, પણ આજ તેના માણસે મને ભરી બજારમાં ઊભો રાખી ઘણાં કઠોર વચનો કહ્યાં અને મારી આબરુ લીધી; તેથી મને ઘણું માઠું લાગ્યું; તે જ કારણથી હું ઉદાસ છું.' તે સાંભળીને શેઠ કહેવા લાગ્યા: 'ભલા માણસ, આજ સુધી મારી પાસે વાત પણ ન કરી. કરી હોત તો તને તે જ વખતે કરજથી મોકળો કરત, પણ ચિંતા નહિ. તારા માગનાર પાસે તેં લખી આપેલા ખતના કાગળો છે કે નહિ? હોય તો તે માગનારનાં નામ બતાવ.' તે સાંભળીને તેણે નામ કહ્યાં; એટલે માગનારને બોલાવીને શેઠે

કહ્યું: 'તમારા સર્વ લહેણાનો હું નિકાલ કરી આપું છું, તે તમારે કબૂલ રાખવો.' અને મુનીમને પણ પૂછયું: 'જે રીતે હું પતાવું, તેમાં તને વિશ્વાસ છે કે નહિ?' મુનીમ બોલ્યો: 'તમો કરો તે મારે કબૂલ છે.' ત્યારે શેઠે માગનાર સાથે સમજૂતી કરીને ખતના કાગળો તે જ વખતે ફડાવી નાખ્યા ને તે કરજદારને કરજથી મુક્ત કર્યો.

ગુરુના શરણ અને ઉપદેશનો પ્રકાર

અજ્ઞાની જે જીવ તેણે કામક્રોધાદિ રૂપ દુર્જનોના સંગથી આત્મબોધરૂપી ધન ખોઈ નાખ્યું અને હું સંસારી, કર્તા, ભોક્તા છું એમ અજ્ઞાનના કારણે પાપપુણ્યાદિ કર્મોના સંબંધથી યમરાજાનો તે કરજદાર થયો અને તે પાપપુણ્યાદિ સર્વ કર્મ પાછાં ભોગવવા સારુ યમરાજાના કાગળમાં લખાય છે, જેથી પાછો જન્મે ને મરે છે. એમ કરતાં તે કર્મોના ફળરૂપ જન્માદિ દુઃખથી છૂટવા સારુ કોઈ દ્વૈતવાદી ગુરુને શરણે જઇને તેમનું સેવન કર્યું; તોપણ જન્મ-મરણથી છૂટવાનો કોઈ સદુપદેશ તેની પાસેથી મળ્યો નહિ અને તેનું તે જ દુઃખ રહ્યું; અને સંસારના કલેશથી ઘણો પીડાવા લાગ્યો. તેવામાં પૂર્વનાં પુણ્યથી કોઈ સન્માર્ગે ચલાવવાવાળો જ્ઞાનવાન મિત્ર મળ્યો. તે કહેવા લાગ્યો:

'હે ભાઈ! એ ભેદવાદી ગુરુ જે ધન માત્ર હરણ કરવાવાળા છે, તેના સેવનથી શોક, જન્મ-મરણરૂપી દુઃખથી નિવૃત્ત થઈને પરમપદની પ્રાપ્તિ થવાની નથી; માટે તેનો ત્યાગ કરીને કોઈ શ્રોત્રિય, બ્રહ્મનિષ્ઠ, વૈરાગ્યવાન અને પરમ દયાળુ એવા ગુરુને શરણે જઈને નિષ્કપટથી ને નિષ્કામતાથી, કાયાથી, વાચાથી અને સાચા મનથી તેનું સેવન કર, જેથી તેઓ તારા ઉપર પ્રસન્ન થઈને તારો જન્મમરણનો કાગળ યમરાજાને ત્યાં લખાયેલો છે, તે ફડાવી નાખવાનો ઉપાય બતાવશે.'

તે મિત્રનાં એવાં વચન સાંભળીને, બ્રહ્મવેત્તા ગુરુને શરણે જઈ, તેમનું આરાધન કરીને ગુરુને પ્રસન્ન કર્યા, ત્યારે ગુરુ કૃપા કરીને કહે છે, કે તારી શી ઇચ્છા છે? તારું જે કાંઈ દુઃખ હશે, તે દૂર કરવાનો ઉપાય હું તને બતાવીશ. ત્યારે શિષ્ય કહે છે: 'હે મહારાજ! અધ્યાત્મ, અધિભૂત અને અધિદૈવ એ ત્રણ તાપોથી ગ્રીષ્મઋતુના મધ્યાહ્નકાળના સૂર્યના તાપથી જેમ પ્રાણી તપે છે, તેમ હું તપું છું. અને મેં જે પાપપુણ્યાદિક કર્મો કર્યાં છે, તેમની નોંધ યમરાજાને ત્યાં છે, તે નોંધનો કાગળ ફાટે એવો ઉપાય બતાવો, કે જેથી હું મુક્ત થાઉં.' તે સાંભળી ગુરુ કહે છે:

સર્વ પાપકર્મનો ત્યાગ કરીને, પુણ્યકર્મનાં ફલ હરિને અર્પણ કરીને, શમાદિ સારાં સાધન કરીને અને દુર્જનોનો સંગ છોડી મારા ઉપદેશમાં તું વિશ્વાસ રાખ. તે ઉપદેશ એ છે, કે જે આ સ્થૂલ દેહ તું નથી એ દૃશ્ય છે એટલે દેખાય છે. તું એનો દ્રષ્ટા છે, એટલે જોવાવાળો આત્મા છે; તેથી તે તું નહિ. આ દેહનો નાશ થયેથી તેને બાળી નાખે છે, એટલે તે કાંઈ કર્મને ભોગવી શકતો નથી અને તેનો સાક્ષી જે તું આત્મા તે તો પૂર્ણ અને વ્યાપક છે. તેને કાંઈ આકાશની પેઠે જવુંઆવવું નથી અને તે કંઈ કર્મનાં ફળને ભોગવતો નથી. ત્યારે બાકી રહ્યો જે, ચિદાભાસરૂપ જીવસંયુક્ત સૂક્ષ્મ દેહ, તે પાપપુણ્ય કર્મના સંબંધથી, ઊંચ–નીચ શરીરમાં જઈને જન્મમરણ દ્વારા સુખદુઃખ ભોગવે છે. તે સૂક્ષ્મ દેહનો પણ જીવને પોતાના વાસ્તવિક સ્વરૂપભૂત સચ્ચિદાનંદ આત્માના અભેદ જ્ઞાનથી નાશ થાય છે, ને કર્મ પણ બધાં જ્ઞાનાગ્નિથી બળી જાય છે. ત્યારે કર્મનો કર્તા ભોક્તા કોઈ રહ્યો નહિ; તેથી યમરાજાનો કારભારી તે કોનાં કર્મને લખે વારુ? તેથી યમરાજા તેનો કાગળ તરત ફાડી નાખે છે. તે સારુ દેહ, ઇંદ્રિયો, પ્રાણ, મન, બુદ્ધિ, અહંકાર-માંથી અહંબુદ્ધિ મૂકી દઈને તથા તે દેહેંદ્રિયાદિકના

સંઘાતમાંથી પણ અહંબુદ્ધિ મૂકી દઈને, તે દેહાદિકનો પ્રકાશક સચ્ચિદાનંદ, નિત્યમુક્ત, અકર્તા, અભોક્તા, હું આત્મા છું એવું જ્ઞાનસંપાદન કરવું ને એ જ જ્ઞાનથી મોક્ષ થાય છે. તે જ્ઞાન વિના જન્મ-મરણ ટાળવાને બીજું કોઈ પણ મુખ્ય સાધન નથી.

શિષ્ય: હે મહારાજ! મારાં કર્મો ઘણા કાળનાં અસંખ્ય છે તથા અજ્ઞાનનું કાર્ય દેહાધ્યાસ પણ બહુ કાળથી છે, તે દૂર થવાને ઘણો કાળ જોઈએ ને તમે કહ્યું કે સદ્દગુરુનાં વચનમાં વિશ્વાસ રાખ્યાથી તરત તારા જન્મમરણનો કાગળ ફાટશે, તે કેમ નક્કી થાય?

કર્મો જ્ઞાનથી નિવૃત્ત થાય

ગુરુ: એમાં વાર નહિ લાગશે જાણ,
એવું વેદવચન છે પ્રમાણ;
આ પંચીકરણનો વિચાર જો કરે,
તો હમણાં મુક્તિ મળશે તાહારે.

ટીકા—હે ભાઈ! અનાદિ કાળનાં તારાં કર્મો, અજ્ઞાન તથા દેહાધ્યાસ છે; પણ આત્મજ્ઞાન થયા પછી તેને દૂર થતાં કાંઈ પણ વાર લાગશે નહિ. તે વિષે એક દાખલો આપું છું તે સાંભળ.

જેમ પૃથ્વી ઉપર પર્વત છે, તે મધ્યેની ગુફામાં

અંધકાર ઘણા કાળનો છે, આ અંધકાર જપતપ કરવાથી અથવા લાકડીથી મારી કાઢવાથી નાશ પામતો નથી, પણ માત્ર પ્રકાશથીજ તે નાશ પામે છે. જે વખતે ગુફામાં મશાલ લઈ જઈએ, ત્યારે અંધારું કાંઈ એમ નથી કહેવાનું, કે હું ઘણા કાળનું છું, માટે તરત નહિ જાઉં; કેમ કે તે અંધારાનો વિરોધી પ્રકાશ પ્રગટ થયો, કે તેથી તરતજ તે દૂર થાય છે. એમાં જેમ વાર લાગતી નથી, તેમ—

### અજ્ઞાનનિવૃત્તિ વિષે પ્રમાણ

બહુ કાળનું અજ્ઞાન તથા તેથી થયેલ દેહાધ્યાસ અને કર્મો છે; પણ ‘અહં બ્રહ્માસ્મિ’ એવો પ્રત્યક્ષ જ્ઞાનરૂપી પ્રકાશ જે વખતે થાય, તેજ વખતે તે અજ્ઞાનાદિકની નિવૃત્તિ થાય છે. તેમાં વેદનાં વચન (વાક્યો) પ્રમાણ છે. તેઓનો અર્થ નીચે પ્રમાણે છે:

‘દેવને જાણીને સર્વપાશ (બંધ) નિવૃત્ત થાય છે.’

‘બ્રહ્મને જાણવાવાળો પરમપદ પ્રાપ્ત કરે છે.’

‘તે આત્માને જાણીનેજ મૃત્યુને તરે છે. મોક્ષ થવાને જ્ઞાન વિના બીજો કોઈ પણ માર્ગ છે નહિ.’

તેમ જ જ્ઞાનથી સર્વ પાપાદિક કર્મો નાશ પામે

છે, એમ શ્રીભગવાને પણ ગીતામાં કહ્યું છે.

अनुष्टुप्

यथैधांसि समिद्धोऽग्निर्भस्मसात् कुरुतेऽर्जुन ।
ज्ञानाऽग्निः सर्वकर्माणि भस्मसात् कुरुते तथा ॥

ટીકા—હે અર્જુન ! જેમ જ્વાલાથી પ્રજ્વલિત થયેલો અગ્નિ કાષ્ઠોને બાળીને ભસ્મરૂપ કરી મૂકે છે, તેમ જ નિરંતર અભ્યાસથી પ્રબળ થયેલો જે જ્ઞાનાગ્નિ તે પણ પાપ, પુણ્ય અને મિશ્રરૂપ સર્વ કર્મો ભસ્મ (નષ્ટ) કરે છે.

શિષ્ય : હે મહારાજ ! તમે કહ્યું, કે આત્માના જ્ઞાનથીજ મોક્ષ થાય, પણ તે આત્માનું જ્ઞાન મને કયા પ્રકારે થાય, જેથી હું મુક્ત થાઉં ?

એ રીતે શિષ્યની આકાંક્ષા જોઈને ચોપાઈના ઉત્તરાર્ધથી ગુરુ ઉત્તર આપે છે.

આત્મજ્ઞાન વિષે પંચીકરણ

ગુરુ : 'આ પંચીકરણ ઇતિ' આ પંચીકરણનો વિચાર જો તું કરીશ, તો તને આત્માનું જ્ઞાન થશે અને જ્ઞાનથી દેહ વિષેનું મિથ્યાજ્ઞાન દૂર થશે, તો હમણાં જીવતાં આ દેહમાં જ તરત જ તને મોક્ષની પ્રાપ્તિ થશે.

શિષ્ય : હે મહારાજ! તમે કહ્યું, કે પંચીકરણના વિચારથી તને મોક્ષ થશે, પણ પંચીકરણમાં શું કહ્યું છે તે કૃપા કરીને કહો.

ગુરુ: એમાં પંચભૂતનો વિચાર જ કહ્યો,
જુદાં જુદાં તત્ત્વ બતાયો;
સદ્‌ગુરુમુખે સમઝી લેજો,
તો બ્રહ્મસુખ પામે આજો.

ટીકા—હે ભાઈ! એ પંચીકરણમાં પંચભૂતનો વિચાર કહ્યો છે. પંચભૂત કહેતાં પૃથ્વી, જળ, તેજ, વાયુ અને આકાશ; તેના તથા સ્થૂલ, સૂક્ષ્મ ને કારણ એ ત્રણ શરીરોના જુદાજુદા પ્રકારથી તત્ત્વોનાં વિભાગવર્ણન કરેલાં છે; અને તે ભૌતિક તત્ત્વોથી જુદો તથા તેને જાણનારો દ્રષ્ટા સાક્ષી જે આત્મા, તેનું તત્ત્વ(સ્વરૂપ) પણ બતાવ્યું છે. તે પંચીકરણનો અર્થ બ્રહ્મનિષ્ઠ સદ્‌ગુરુ પાસે શ્રવણ કરી સમજી લેજો. ને તે સમજ્યાથી આત્મતત્ત્વનો અનુભવ થશે, તો તેના યોગથી આ જ દેહમાં જીવતાં જ તરત બ્રહ્મસુખની પ્રાપ્તિ થશે.

શિષ્ય : હે મહારાજ! બ્રહ્મનિષ્ઠ! સદ્‌ગુરુ પાસેથી પંચીકરણ શ્રવણ કરી સમજવાની શી જરૂર છે? કેમ કે તે પંચીકરણ તો પ્રાકૃત ભાષામાં છે અને

હું વાંચી શકું એવું છે અને અર્થ પણ સમજાય છે. ત્યારે તમે સદ્ગુરુ પાસે સમજી લેજો એમ શા વાસ્તે કહ્યું ?

ગુરુ: હે શિષ્ય! અક્ષર વંચાય, અર્થ પણ સમજાય, પણ સદ્ગુરુના ઉપદેશ વિના શબ્દોનું જે વાસ્તવિક તાત્પર્ય છે, તે કાંઈ સમજાતું નથી અને આત્માનો નિઃસંદેહ બોધ પણ થતો નથી. તે સંબંધી એક દાખલો આપું તે સાંભળ.

મંદિરના ઈંડાનું દૃષ્ટાંત

કોઈ એક ધનાઢ્ય ગૃહસ્થ હતો. તેણે વિચાર કર્યો, કે મારી પાસે ધન ઘણું છે, તેથી આ વખતે તેનો ગુપ્ત સંગ્રહ કરું, તો કોઈ વખત મને અથવા મારી પ્રજાને કામ આવે. એમ વિચારીને પોતાનું એક મોટું સ્થાનક બંધાવેલું હતું, તેમાં સિદ્ધેશ્વર મહાદેવનું એક શિખરબંધ દેવાલય હતું. તેનાં ઇંડામાં એટલે શિખરમાં કોઈના જાણવામાં ન આવે એવી રીતે ધન રાખીને, એક જુદી વહીમાં નોંધ કરી કે, 'સંવત ૧૭૨૫ની સાલમાં, ઉત્તરાયણના સૂર્યમાં, ચૈત્ર માસના શુક્લપક્ષમાં, અષ્ટમીને દિવસે બાર ઘડી દિવસ ચઢતામાં સિદ્ધેશ્વરના દેવાલયના ઈંડામાં પંદર લાખ સોનામહોર રાખી છે, જ્યારે

કામ પડે ત્યારે કાઢવી.'

એમ નોંધ કરી તે વહી જાળવીને ઠેકાણે રાખી, ત્યારપછી ઘણેક વર્ષે તે ગૃહસ્થ યાત્રા કરવા ગયો. ત્યાં અચાનક ઉપદ્રવથી તેનું શરીર બોલ્યા વિના એકાએક નાશ થયું, એટલે તેનો બાળક–છોકરો તથા માણસો પાછાં ઘેર આવ્યાં. કાળ જતાં છોકરો મોટો થયો અને વ્યાપાર કરવા લાગ્યો; પરંતુ તેમાં વારંવાર નુકસાન આવવાથી સર્વ નાણું ગયું અને ઊલટો તે કરજદાર થયો; ત્યારે માગનારાઓ દુઃખ દેવા લાગ્યા, તેની પીડાથી તે વિચારવા લાગ્યો, કે મારા બાપદાદા ઘણા ધનવાળા હતા અને તેઓ ઘણા સાથે લેણદેણનો વ્યવહાર કરતા હતા, માટે જૂના ચોપડા તપાસીએ અને તેમાંથી કાંઈક ઉઘરાણી વગેરેનો પત્તો લાગે તો કામ થાય.

એવો મનસૂબો કરી તેણે ચોપડા તપાસવા માંડ્યા. તપાસતાંતપાસતાં, જે વહીમાં ઉપલી વિગત પંદર લાખ સોનામહોરની લખેલી હતી, તે નજરે પડી; તેથી મનમાં તે ઘણો પ્રસન્ન થયો; અને તેણે સલાટ તથા મજૂરોને બોલાવી દેવાલયનું ઈંડું ઉતરાવ્યું, ને તેમાં સોનામહોરની તપાસ કરી, પણ કાંઈ નીકળ્યું નહિ; તેથી ખેદ પામી તે વિચારવા લાગ્યો, કે શું આ રકમ વહીમાં ખોટી લખી હશે,

કે મારાથી બરોબર વાંચી સમજી શકાઈ નહિ? એમ ધારી તે વિગત તેણે પોતાના મિત્રોને વંચાવી; ત્યારે તેઓએ વાંચીને કહ્યું, કે દેવાલયના ઈંડામાં ધન છે, એવું લખ્યું છે, તેથી ઈંડામાં તપાસો. ત્યારે તે પેલા છોકરાએ કહ્યું, કે તેમાંથી કાંઈ નીકળ્યું નહિ. તે સાંભળી પેલા મિત્ર બોલ્યા, કે એ રકમ ખોટી ઉધારી હશે, તે પછી બીજાઓને પણ વંચાવ્યું, તેમણે પણ એ જ રીતે કહ્યું. તેઓમાંથી એક જણે કહ્યું: 'ખોટી રકમ લખી છે' એવું કહો છો તે વગર વિચારે કહો છો. એ મધ્યે લખેલી સોનામહોર કોઈ પાસેથી વેચાતી લીધી હશે, ને તેનાં નાણાંની રકમ કોઈને ખાતે ઉધારી હશે, માટે ચોપડામાં તપાસો, કે એ રકમ છે કે નહિ. ત્યારે તે વર્ષના ચોપડા તપાસ્યા. તેમાંથી જુદાજુદા આસામીઓ પાસેથી એ સોનામહોર લીધેલી, ને તેના રૂપિયા ચુકાવેલા તેની બધી વિગત નીકળી અને 'પંદર લાખ સોનામહોરની વિગત એક જુદી વહીમાં ઈંડાખાતે ઉધારી છે.'

એવું લખેલું નીકળ્યું તે જોઈને સર્વ આશ્ચર્ય થઈ કહેવા લાગ્યા, કે આપણે અણસમજણથી આ વહીમાંની રકમને ખોટી કહેતા હતા. ઈંડામાં ધન રાખ્યું છે એ વાત તો ખરી છે, પણ આપણને તે

જડતું નથી, તેથી કોઈ ચોરી ગયું હોય, અથવા મૂકતી વખતે કાંઈ ગડબડ થઈ હોય, તેની શી ખબર પડે ? એમ ધન ન મળ્યાથી તેને બહુ ચિંતા થઈ ને જેને તેને તે પૂછયા કરે, પણ કોઈ બતાવી શકે નહિ. એમ કરતાં પોતાના કુળમાં એક વૃદ્ધ બુદ્ધિમાન પુરુષ હતો. તેની પાસે જઈ તેણે સર્વ વાત માંડીને કહી ને કહ્યું, કે ધન ન મળ્યું તેની જ ચિંતા છે એટલું જ નહિ, પણ આ દેવાલયનું ઈંડું ઉતાર્યું, તેથી લોકમાં કહેણી થઈ, કે આ છોકરો એવો અકર્મી ઊઠ્યો, કે બાપે દેવાલય બંધાવ્યું અને છોકરાએ પાડી નંખાવ્યું; તેની મને પીડા થઈ પડી છે. વળી પાછું ઈંડું ચણાવવાને મારી પાસે પૈસા પણ નથી, ને લહેણદારો પણ દુઃખ દે છે, તેથી હું કંટાળી ગયો છું; માટે કૃપા કરી કાંઈ ઉપાય બતાવો, તો બહુ સારું થાય.

એનાં આવાં વચન સાંભળીને તે બુદ્ધિમાન વૃદ્ધ પુરુષને દયા આવી ને કહ્યું: 'હે ભાઈ! તું કાંઈ ચિંતા ન કર, તારી વહીમાં જે લખ્યું છે, તે સત્ય છે ને તે ધન તને મળશે. પણ હાલ હું તને આ બસો રૂપિયા આપું છું તે ખરચીને દેવાલયનું ઈંડું જેમ આગળ હતું, તેમ જ પાછું ચણાવી દે. તેમાં કાંઈ પણ ફેરફાર થવો ન જોઈએ એમ કરવું.

એ પ્રમાણે કરીને ચૈત્ર સુદ અષ્ટમીને દિવસે સવારમાં મારી પાસે આવજે.' એમ કહીને તેને રજા આપી. તે પછી તે છોકરાએ કહ્યા પ્રમાણે દેવાલયનું શિખર જેમ પૂર્વે હતું તેમ જ ચણાવ્યું અને ચૈત્ર સુદ અષ્ટમીને દિવસે તે વૃદ્ધ પુરુષને ઘેર જઈ તેને પોતાને ઘેર તેડી લાવ્યો ને તેના કહ્યાથી તેણે ઘણો ઉત્સાહ બતાવ્યો. ત્યારપછી બાર ઘડી દિવસ ચડતે વૃદ્ધ પુરુષે કહ્યું, કે ચાલો દહેરામાં, આપણે સિદ્ધેશ્વર મહાદેવનાં દર્શન કરીએ. એમ કહી તેઓ દર્શન કરી પ્રદક્ષિણા કરવા ગયા. તે વખતે તે ઇંડાનો પડછાયો નીચે જમીન ઉપર દેખાડીને પેલા વૃદ્ધે કહ્યું: 'હે ભાઈ! આ દેવાલયનું ઇંડું કહેવાય, ને આ જગ્યાએ ખોદાવીશ તો તેમાંથી ધન નીકળશે.' તે પછી પેલા છોકરાએ તે જગ્યા ખોદાવી કે તુરત તેમાંથી પંદર લાખ સોનામહોર નીકળી; તેથી તે છોકરો ઘણો ખુશી થયો અને ધનવાન થયો, ને તેનું દુઃખ દૂર થયું.

હવે જુઓ, કે વહીમાં લખેલું કાંઈ ખોટું ન હતું. અક્ષર સર્વથી વંચાતા હતા, અર્થ પણ સમજાતો હતો, ઇંડામાં ધન પણ હતું; પણ બીજા કોઈથી તે મળ્યું નહિ; કારણ કે તે સર્વ વહી વાંચતા હતા, પણ તેઓથી ચૈત્ર માસની અષ્ટમીને

દિવસે બાર ઘડી દિવસ ચઢતે તેમાં ધન રાખેલું છે તે લખવાનો શો અભિપ્રાય છે તે સમજાયું નહિ. ને તે વૃદ્ધ પુરુષે તો વિચાર કર્યો, કે અંતરિક્ષ ઈંડામાં ધન રાખે નહિ, ને તે નાના ઈંડામાં પંદર લાખ સોનામહોર સમાય પણ નહિ; તેથી પૃથ્વી વિષે ઈંડાની છાયામાં રાખી છે ને તે લખેલા વખતે જ તે જગ્યા ઉપર પડછાયો આવે તે વખત તથા માસને મૂકી દઈ બીજા વખતે ને બીજા માસમાં તે ઈંડાની છાયામાં ખોદે તોપણ જડે નહિ; માટે જ્યારે તે લખેલાનો અભિપ્રાય સમજવાવાળો બુદ્ધિમાન વૃદ્ધ પુરુષ મળ્યો, ત્યારે જ ધનની પ્રાપ્તિ થઈ.

### સિદ્ધાંત

તેમ સંસ્કૃત ભાષા તથા પ્રાકૃત ભાષા વગેરે વેદાંતના ગ્રંથો વાંચતાં આવડતા હોય, તેમના શબ્દાર્થ પણ કરતા હોય, જે પરમાત્મા સર્વત્ર પૂર્ણ છે, દેહત્રયના દ્રષ્ટા છે, અવસ્થાત્રયના સાક્ષી છે, પંચકોશાતીત છે, સચ્ચિદાનંદરૂપ છે અને તે વાત સાચી પણ છે; કેમ કે દેહરૂપી ઈંડામાં સચ્ચિદાનંદ આત્મારૂપી ધન છે ને શ્રુતિ–સ્મૃતિ શાસ્ત્રોરૂપી વહીમાં લખ્યું પણ છે; તોપણ બ્રહ્મનિષ્ઠ સદ્‌ગુરુ દ્વારા શાસ્ત્રોનું તાત્પર્ય જાણ્યા વિના આત્મધનની કદાપિ

પ્રાપ્તિ થતી નથી. બ્રહ્માના પુત્ર નારદમુનિ ઋગ્વેદ આદિ ચાર વેદ, પુરાણ, ઇતિહાસ વગેરે સર્વ વિદ્યા ભણેલા હતા, પણ તેને આત્મજ્ઞાન ન હતું; તેથી શોકાકુલ થઈને સનત્કુમાર ગુરુને શરણે ગયા ને તેના ઉપદેશથી નિરતિશય સુખરૂપ પૂર્ણ આત્માને અપરોક્ષ જાણીને શોકરહિત થયા, એમ છાંદોગ્ય ઉપનિષદમાં વિસ્તારથી કહ્યું છે. માટે કહ્યું છે, કે

'સદ્ગુરુ મુખે સમજી લેજે,
તો બ્રહ્મસુખ પામે આજે.'

પૂર્વે એમ કહ્યું, કે બ્રહ્મનિષ્ઠ સદ્ગુરુના ઉપદેશ વિના કેવળ પોતાની બુદ્ધિના વિચારથી આત્માનું સાક્ષાત્ પ્રત્યક્ષ જ્ઞાન થતું નથી, તે માટે તેવા ગુરુને શરણે જઈ ને ગુરુ જે બ્રહ્મજ્ઞાનનો ઉપદેશ કરે, તે ઉપદેશને મુમુક્ષુ પોતાનું મન દૃઢ કરી હૃદયમાં ધારણ કરે, તે પ્રકાર નિરૂપણ કરે છે.

ગુરુ : મન નિશ્ચલ કરી ધારણા ધરે,
શ્રવણ મનન નિદિધ્યાસન કરે;
તો સાક્ષાત્કાર તું પોતે ભાઈ,
એમાં સંદેહ રહે ન કાંઈ.

ટીકા—મુમુક્ષુ પુરુષને ગુરુ જે સદુપદેશ કરે તે

ગુરુના ઉપદેશને, પોતાનું મન-દૃઢ રાખીને ધારણ કરે. તે મન સ્થિર રાખવા વિષે દૃષ્ટાંત કહું છું તે શ્રવણ કરઃ

ઉપદેશ-ધ્યાન વિષેનાં દૃષ્ટાંત

જેમ કોઈ બે પડોશીઓ પરસ્પર ઈર્ષ્યા રાખતા હોય, તેમાં એક જણ કોઈ બીજા પુરુષ પાસે પોતાના પડોશીની કાંઈ વિરુદ્ધ વાત ઘરમાં કરતો હોય, તે વખતે બીજો ધણી, આ મારી વાત કરે છે, એવું જાણતાં જ પોતાના ઘરનાં બારણાં વા બારીમાં સામા ધણીને ખબર ન પડે, એ રીતે સંતાઈને એકાગ્ર ચિત્તથી તે થતી વાતો સાંભળે છે, અને તે સાંભળવા વખતે નડતી અડચણો જેવી કે ટાઢ, તડકો આદિ સહે છે અને ભૂખતરસમાં મન જતું નથી અને સર્વ વાત એકાગ્ર મનથી સાંભળે છે, તે યાદ રાખે છે અને કામ પડે તારે સંભારે પણ છે; માટે તેનું જેમ તે વાતમાં એકાગ્ર મન છે તેમ જ ગુરુના સદુપદેશમાં પણ એકાગ્ર મન મુમુક્ષુએ રાખવું જોઈએ અને શીત, ઉષ્ણ, ક્ષુધા, તૃષા, માન, અપમાન વગેરેને સહન કરી ઉપદેશમાંથી પોતાના મનને બીજે ઠેકાણે જવા દેવું ન જોઈએ.

જેમ કોઈ ધનની ઇચ્છાવાળો પુરુષ પોતાને ધન મળે તે માટે બહુ ઉપાયો કરે છે, તેને કોઈ એક પુરુષે કહ્યું, કે હું તને ધન મળવાનો એક ઉપાય બતાવું છું, તે સમગ્ર એકાગ્ર મનથી ધારણ કરીને, તે પ્રમાણે કરીશ તો તને ઘણું ધન મળશે. તે વાત સાંભળીને ધનેચ્છુ પુરુષ ધન પ્રાપ્ત થવાની વાત જેમ એકાગ્ર મનથી ધારણ કરે છે, તથા જેમ કોઈ સ્વર્ગ પ્રાપ્ત થવાની ઇચ્છાવાળા પુરુષને સ્વર્ગ મળવાનો ઉપાય કોઈ બતાવે, તેને સ્વર્ગેચ્છુ એકાગ્ર મનથી ધારણ કરે છે, તથા પોતાનો જય ઇચ્છનાર પુરુષને જય મળવાના કોઈ સારા ઉપાય બતાવે તેને જયેચ્છુ પુરુષ જેમ એકાગ્ર મનથી ધારણ કરે છે, તેમ જ મુમુક્ષુ પુરુષ સચ્ચિદાનંદ આત્માનો બોધ પામવા સારુ સદ્‌ગુરુના ઉપદેશરૂપ વચનોને એકાગ્ર મનથી ધારણ કરે અને તે મુમુક્ષુ બ્રહ્મનિષ્ઠ સદ્‌ગુરુ દ્વારા વેદાંતશાસ્ત્રનું શ્રવણ, મનન અને નિદિધ્યાસન કરે. જેમ કે અરણ્યમાં કોઈ વાદિત્ર–વાદન સાથે ગાયન કરતો હોય, તેમાં જેમ મૃગ(હરિણ) એકાગ્રચિત્ત રાખીને રાગ સાંભળે છે, તેમ એકાગ્ર ચિત્તથી ગુરુના મુખથી શબ્દોના તાત્પર્યાર્થ સહિત વેદાંતશાસ્ત્રનું શ્રવણ કરવું અને ત્યારપછી જે શ્રવણ કર્યું છે, તેનું જ યુક્તિથી તથા

દૃષ્ટાંતથી જે રીતે સંશય નાશ પામે તે રીતે મનન કરવું. જેમ ગાય ચરી આવી નિવૃત્તિથી બેસીને પાછું વાગોળીને તૃપ્તિ પામે છે, તેજ રીતે વેદાંતનું શ્રવણ કરેલું પાછું મનમાં યાદ કરી એકાંતમાં અધિક મનન કરવાથી દૃઢ બોધરૂપી તૃપ્તિ થાય છે.

### શ્રવણાદિનું સ્વરૂપ

વળી જેમ બદામ, પિસ્તાં, સાકર અને અન્ન ઘણું ચાવીને ખાઈએ તો સ્વાદ લાગે છે ને પાચન થઈને શરીરને પુષ્ટ પણ કરે છે, તેમ વેદાંતનું વારંવાર મનન કરવાથી અભેદનું તાત્પર્ય સમજવારૂપી સ્વાદ લાગે છે ને આત્મજ્ઞાનને પુષ્ટ (દૃઢ) કરે છે, તે રીતે મનન કર્યા પછી સજાતીય પ્રત્યયના પ્રવાહ અને વિજાતીય પ્રત્યગના તિરસ્કારરૂપ નિદિધ્યાસ કરવો, જેથી બરાબર આત્માનો અનુભવ થાય. સજાતીય પ્રત્યયનો પ્રવાહ એટલે હું સત્, ચિત્, આનંદ, કૂટસ્થ, અક્રિય, અજર, અમર, પૂર્ણ, નિત્ય, શુદ્ધ, બુદ્ધ, મુક્તરૂપ આત્મા છું, એમ જ્ઞાનરૂપ વૃત્તિનો પ્રવાહ, વિજાતીય પ્રત્યયનો તિરસ્કાર એટલે બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય, કે શૂદ્ર, તે હું નહિ; તથા બ્રહ્મચારી, ગૃહસ્થ, વાનપ્રસ્થ કે સંન્યાસી તે હું નહિ; તથા પુરુષ, સ્ત્રી, બાળક, યુવાન, વૃદ્ધ, સુખી,

દુઃખી, કર્તા અને ભોક્તા તે હું નહિ; એમ જ્ઞાનપૂર્વક દેહાધ્યાસનો તિરસ્કાર. એ રીતે ભાઈ! શ્રવણ, મનન અને નિદિધ્યાસ કરીશ, તો 'હું આત્મા, નિર્વિકાર, શુદ્ધ બ્રહ્મરૂપ છું.' એવો સાક્ષાત્કાર તને થશે. તેમાં કાંઈ પણ સંદેહ રહેશે નહિ.

પૂર્વે બીજી ચોપાઈમાં શિષ્યે, જન્મમરણ નિવૃત્ત થવા સારુ પ્રશ્ન પૂછ્યો હતો, કે 'જન્મમરણ કેમ ટળશે મ્હારે' તેનો ઉત્તર પૂર્વે 'સદ્દગુરુ કહે સ્વસ્વરૂપ જાણ' એ ચોપાઈમાં સંક્ષેપથી કહ્યો છે; તથાપિ 'અહં મમેતિ' અર્ધા શ્લોકના વ્યાખ્યાનપૂર્વક બંધન દૂર થવાના ઉપાયનું ગુરુ વિસ્તારથી નિરૂપણ કરે છે.

### બંધનનું રૂપ અને કારણ

ગુરુ: હે શિષ્ય! તેં મને પૂર્વે પૂછ્યું હતું, કે મારાં જન્મમરણ કેમ ટળશે; એટલે મારું બંધન કેમ જતું રહેશે? પરંતુ તે બંધનનું પ્રથમ સ્વરૂપ જો જાણ્યું હોય, તો તેને કાઢી નાખવાનો ઉપાય થાય, પણ તે બંધનને જો ઓળખ્યું ન હોય કે શું બંધન છે અને બંધન શાથી થાય છે, તો તેને નિવારવાનો ઉપાય કેમ થાય? જેમ કે રોગનું કારણ તથા રૂપ ઓળખ્યા વિના તે રોગને મટાડવા માટે કાંઈ ઔષધ થાય નહિ; માટે પ્રથમ બંધનનું રૂપ

તથા તેનું કારણ ઓળખવું જોઈએ. તે તેં ઓળખ્યું છે કે નહિ?

બંધમોક્ષનું નિરૂપણ

શિષ્ય: તે બંધન વિષે હું કંઈ પણ જાણતો નથી, કે બંધન શાથી થાય છે? ને શું બંધન છે? ને તે બંધન નિવારવાનો ઉપાય શો છે. તે કૃપા કરીને કહો.

ગુરુ: अहं ममेत्ययं बंधो नाहं ममेति मुक्तता ॥

દેહ હું છું અને દેહાદિક મારાં છે, એમ જે જાણવું તે જ બંધનનું રૂપ છે. અને એ બંધન સ્વરૂપના અજ્ઞાનથી થાય છે; માટે સ્વરૂપનું અજ્ઞાન એ જ બંધનનું કારણ છે. અને દેહ, ઇંદ્રિયાદિક હું નહિ, ને તે મારાં પણ નહિ, એમ દેહાદિકમાંથી અહંતા-મમતાની જે નિવૃત્તિ થાય તે જ મોક્ષ.

શિષ્ય: એ અહંતા-મમતા શાથી નિવૃત્ત થાય?

ગુરુ: હે શિષ્ય! સાધનથી અહંતા-મમતા નિવૃત્ત થાય છે.

શિષ્ય: હું જે સાધનો કરું છું, તેમાં તો હું દેહ ને મારો દેહ એ રીતે અહંતા-મમતા રહે છે, પણ

તે મટતી નથી; કેમ કે ત્યાગ કરું તો હું ત્યાગી છું, મેં ત્યાગ કર્યો, યોગ કરું તો હું યોગી છું, મેં યોગ કર્યો, તપ કરું તો હું તપસ્વી છું, મેં તપ કર્યું, એવું અભિમાન થાય છે; માટે જે જે સાધન કરું છું તે તે સાધનોમાં હું દેહ અને મારો દેહ, એવી અહંતા–મમતા રહે છે. ને તમે તો કહો છો, કે સાધનથી મટે છે તે કેમ મટે ? તે કૃપા કરી કહો.

અભિમાન બમણું થવાનું કારણ

ગુરુ : દેહાદિકમાંથી અહંતા–મમતા દૂર કરવા સારુ વિવેક તથા વિચાર વિના, તેં કહ્યાં એ કાંઈ મુખ્ય સાધનો નથી; કેમ કે આત્મા–અનાત્માનો વિવેક ન હોય, તો એ સાધનોથી ઊલટી અહંતા–મમતા બમણી થાય છે; કેમ કે પ્રથમ જે જાતિ અને જે વર્ણમાં છે, તેનું તો હૃદયમાં દૃઢ અભિમાન છે ને વળી અવિવેકથી કોઈ પંથનો વેષ ધારણ કર્યો, તો તેનું પણ અભિમાન થાય છે; તેથી વિવેકાદિ સાધન વિના ત્યાગ કર્યાથી પણ અભિમાન વધે છે પણ જતું નથી અને જે વખતે ગૃહસ્થાશ્રમમાં હતો તે વખતે નમ્રતાથી કોઈ મહાત્માનું સેવન કરવાને ચાહતો હતો, પણ ત્યાગ કર્યા પછી તો હું ત્યાગી થયો અને સહુ મને માને ને મારો

આદર-સત્કાર કરે, એવું અવિવેકથી અભિમાન વધતું જાય છે અને તેને કોઈ સદ્‌વિદ્યાનો ઉપદેશ કરે તો તે સાંભળે નહિ ને હું ત્યાગી છું એમ માની બેસે. તેથી કેવું બન્યું, કે 'બિલાડું કાઢતાં ઊંટ પેઠું.' તે પ્રમાણે થયું. એ દૃષ્ટાંતની વિગત કહું તે સાંભળ.

કોઈ એક ઘરમાં એક ડોસી રહેતી હતી, તેના આંગણામાં એક બિલાડું મરી ગયું હતું. તેને ડોસીએ પોતેજ કાઢવાનો વિચાર કરીને પોતાના ઘરનાં અંદરનાં બારણાં બંધ કરી, આંગણાનાં બારણાં ખુલ્લાં રાખી બિલાડાને ટોપલામાં નાખી તે ગામ બહાર નાખવા ગઈ અને બિલાડાને નાખીને નદીમાં નહાઈ-ધોઈને ઘેર આવે છે, એટલામાં એક આજારી ઊંટ, તે ડોસીની ડેલીમાં આવીને તરત મરણ પામીને પડેલું હતું, તે ડોસીએ જોયું ને ચિંતા કરવા લાગી, કે અરે હું 'બિલાડું કહાડવા ગઈ ત્યાં ઊંટ પેઠું' એ કેમ કરી જશે, એમ કલેશ થયો; તેમ જ વિચાર-વિવેક વિના જે દેહાભિમાન કાઢવા ત્યાગ કરે છે, તેથી ત્યાગના અભિમાનરૂપી જે ઊંટ પેસે છે તે નીકળવું કઠણ પડે છે. તે સારુ જિજ્ઞાસા વિના તથા અધિકાર વિના અને વિધિ વિના કેવળ વેષધારણથી અથવા સકામ જપ

આદિ બીજા સાધનથી અહંતા–મમતારૂપ બંધનની નિવૃત્તિ થતી નથી.

દેહનું અહંત્વ શી રીતે દૂર થાય?

શિષ્ય : ત્યારે કયા સાધનથી અહંતા–મમતાની નિવૃત્તિ થાય છે, તે કૃપા કરી કહો.

ગુરુ : વિવેકાદિ સાધનસંપન્ન થઈને, બ્રહ્મનિષ્ઠ સદ્‌ગુરુને શરણે જઈને, તેમના ઉપદેશપૂર્વક આત્મા-અનાત્માના વિચારથી ઉત્પન્ન થયેલા સ્વરૂપના જ્ઞાનથી અજ્ઞાનની નિવૃત્તિ દ્વારા અહંતા–મમતાની નિવૃત્તિ થાય છે. તે વિચાર એ છે જે આ દેહ પંચભૂતનું કાર્ય છે, તેથી અનાત્મા છે તથા ઘટની પેઠે દશ્ય છે અને જેમ ઘટનો દ્રષ્ટા ઘટથી જુદો છે, તેમ હું દેહનો દ્રષ્ટા આત્મા છું તે સારુ દેહથી જુદો છું; અને દેહ જડ છે ને હું ચેતન છું, દેહ વિકારી છે ને હું નિર્વિકાર છું, દેહ ક્રિયાવાન, સંગવાન, મલિન છે ને હું આત્મા અક્રિય, અસંગ અને નિર્મલ છું; તેથી દેહ હું નહિ અને જ્યારે દેહ હું નહિ ત્યારે દેહમાં કલ્પિત બ્રાહ્મણાદિ ચાર વર્ણ ને બ્રહ્મચર્યાદિ ચાર આશ્રમ તથા બાલ, યૌવન, વૃદ્ધ, સ્થૂલ, કૃશ, હ્રસ્વ, દીર્ઘ, શ્યામ, ગૌર આદિ જેટલા દેહના ધર્મ છે, તે સર્વ મારા આત્મામાં નથી.

એવા વિચારથી જ દેહમાંથી અહંતા દૂર થાય છે. અને દેવદત્ત, વિષ્ણુદત્ત, શિવદત્ત આદિ જે નામ છે, તે પણ દેહમાં વ્યવહાર સિદ્ધ થવા સારુ કલ્પિત છે, આત્મામાં નથી; તથાપિ દેહથી જુદો આત્મા છે, એમ નથી જાણતો; તેથી દેહમાં કલ્પિત નામનું તે આત્મામાં અભિમાન કરેલું છે, તેને પણ વિવેક-પૂર્વક યુક્તિથી વિચાર કરી દૂર કરવું; જેમ કે કોઈ તને પૂછે કે તું કોણ છે, ત્યારે તું કહે છે, કે હું દેવદત્ત નામે છું; પણ તું હવે વિચાર કરી જો. આ તારા સ્થૂલદેહનું દેવદત્ત એવું નામ, આ દેહનો જન્મ થયા પછી દશમે અથવા બારમે દિવસે પાડ્યું છે ને આ દેહ જ્યારે જન્મ્યો, ત્યારે દેવદત્ત જન્મ્યો એમ કહેવાયું ન હતું. અને કોઈ પૂછે કે આ દેહમાં દેવદત્ત કયો, ત્યારે હાથથી નિર્દેશ કરીને કહેવાતું નથી, કે આ દેવદત્ત છે. જ્યાં હાથ અડકાડે, ત્યાં માથું, મુખ, ખભો, પેટ, પગ વગેરે કહેવાય છે. એ વિચાર ઉપરથી જ્યારે દેહનું નામ દેહમાં ખરું સિદ્ધ થતું નથી, ત્યારે દેહથી જુદો દ્રષ્ટા જે તું આત્મા, તેનું દેવદત્ત નામ ક્યાંથી જ હોય વારુ!

### દેહથી આત્મા શી રીતે જુદો છે ?

શિષ્ય : હું આત્મા દેહથી જુદો કેવી રીતે છું? તેનો અનુભવ સમજવામાં આવે તેવી રીતે બતાવો.

ગુરુ: તું એમ કહે છે, કે મારાં પૂર્વજન્મનાં કરેલાં કર્મો આ જન્મમાં હું ભોગવું છું અને હમણાં જે કરીશ તે બીજા જન્મમાં ભોગવીશ. ત્યારે વિચારી જો કે આ જે તારો સ્થૂલ દેહ છે, તે પૂર્વે ન હતો ને હમણાં માતાના ઉદરમાંથી નવો પેદા થયો છે અને કર્મોનો કરનાર જે તું તે પૂર્વે આ દેહથી કોઈ જુદો હતો. અને આ દેહનો નાશ થયા પછી આ દેહ તો રહેતો નથી ને તું આ દેહમાં કરેલાં કર્મનો ભોક્તા દેહથી જુદો રહે છે એવું સિદ્ધ થાય છે; તેથી આ સ્થૂલ દેહ આત્મા નહિ, એવો તને અનુભવ થાય છે કે નહિ? વળી તું કહે છે જે મારો દેહ છે, મારો હાથ છે, પગ, માથું વગેરે મારાં છે; પણ હું દેહ, હું હાથ, હું પગ, હું માથું વગેરે કહેવાતું નથી. જેમ મારું ઘર, મારી વાડી, મારી ગાડી વગેરે સર્વ વસ્તુ મારી છે એમ કહેવાય છે; પણ હું ઘર, હું વાડી, હું ગાડી એમ કહેવાતું નથી; તેથી મારાં છે એમ કહેવાવાળો પુરુષ પોતે તે પદાર્થોથી કોઈ જુદો છે; એવા વિચારથી પણ દેહથી જુદો આત્મા છે એમ સિદ્ધ થાય છે. તે ઉપર બીજું એક દૃષ્ટાંત કહું છું, તેથી વિચારી જો.

## શરીર અને ઘરની એકરૂપતા

જેમ ઘરમાં આડસર તથા છાપરાની બે ઢાળની વળીઓ હોય છે. થાંભલા, બારીબારણાં હોય છે. ઈંટ, પથ્થર અને ગારાથી બાંધેલી ભીંત હોય છે. તે ઉપર ધોળો, કાળો, કે રાતો રંગ દીધેલો હોય છે. છાપરું ધાબાનું હોવાથી, તે ઉપર ઘાસ ઊગેલું હોય છે. તેવા ઘરમાં રહેવાવાળો પુરુષ જેમ ઘરરૂપ નથી, ઘરથી જુદો છે અને હું ઘર છું એમ કહેતો પણ નથી; તેમ જ આ દેહરૂપી ઘર છે. જેમાં આડસરરૂપી વાંસાનું-બરડાનું હાડકું છે. પાંસળાંરૂપી વળીઓ છે. હાથ-પગરૂપી થાંભલા છે. બાકી હાડકાં તથા માંસરૂપી ઈંટ, પથ્થર તથા ગારો છે ને ગોરી, કાળી, અથવા રાતી ચામડીરૂપી રંગ છે. આંખ, કાન, નાક, અને મુખ આદિ ઈંદ્રિયોરૂપી બારીઓ છે. રોમરૂપી ઘાસ ઊગ્યું છે. તેવા દેહરૂપી ઘરનો દ્રષ્ટા જે તું આત્મા તે દેહરૂપ નથી, તે દેહથી જુદો છે; માટે ઉપર કહેલા વિચારથી હું દેહ છું, એવું અભિમાન મટે છે. તે વગર બીજા કોઈ પણ પ્રકારથી મટે એમ નથી.

## દેહના મમત્વ વિષે સંવાદ

શિષ્ય : હે ગુરો ! તમે જે કહ્યું એ પ્રકારથી

વિચાર કરતાં આ દેહ હું નથી એમ જાણ્યાથી દેહમાંથી અહંતા દૂર થાય છે, તથાપિ દેહ મારો છે, એવી રીતે મમતા તો રહી છે અને દૃષ્ટાંતથી તે અનુભવમાં પણ આવે છે. જેમ ઘટનો જોવાવાળો હું ઘટ નહિ, પણ ઘટ મારો છે એમ કહેવાય છે, જેમ ઘરમાં રહેવાવાળો હું ઘર નહિ પણ ઘર મારું છે એમ કહેવાય છે; તેમ દેહનો દ્રષ્ટા હું દેહ નથી પણ આ દેહ મારો છે, એમ કહેવાથી મમત્વ તો દેખવામાં આવે છે. માટે તે મમત્વ જે વિચારથી દૂર થાય તે કૃપા કરી કહો.

### બંધન થવાનું કારણ

ગુરુ: હે ભાઈ! જેમ દેહ તું નથી, તેમ દેહ તારો પણ નથી; કેમ કે તે દેહ તો પંચમહાભૂતનો છે, પણ તું અજ્ઞાનથી મારો છે એમ કહે છે; જેમ ઘટ છે પૃથ્વીનો, ને તું કહે છે કે મારો છે, જેમ ઘર પથ્થર, લાકડાં, ચૂના વગેરેનું છે, પણ તું ભૂલથી મારું છે એમ કહે છે; તેમ જ હાડકાં, માંસ ત્વચા, નાડી અને રુધિર વગેરેથી બનેલો ભૌતિક દેહ છે, તેને તું મારો છે એમ કહે છે, તે તારી મોટી ભૂલ છે. હાડકાં-ચામડાં મારાં છે, એમ ઉત્તમ જાતિ તો ન કહે. ને તું ભૂલથી હાડકાં-ચામડાંનો દેહ મારો

છે અને તે જ દેહ હું છું એમ માને છે, એ જ તને બંધનનું કારણ છે. વળી પંચભૂતનો પારકો દેહ તેને તું મારો છે એમ કહે છે, તેથી પંચભૂત તને દુઃખ દેશે. જ્યારે લોકમાં કલ્પિત ખોટા ભૂતના વળગાડથી દુઃખ પામે છે, ત્યારે આ પ્રસિદ્ધ પંચમહાભૂતના દેહમાં મમતા કરીશ, તો એ ભૂત તને કેમ મૂકશે! અને પારકી વસ્તુમાં મમત્વ કરવાથી કોઈ સુખી થતું નથી, કેવળ દુઃખી થાય છે. તે ઉપર દૃષ્ટાંત કહું છું તેથી વિચાર કરી જો.

કોઈ એક ધનવાન ગૃહસ્થ હતો. તેને સપ્તાહ-કથા, 'યજ્ઞ' અથવા બ્રાહ્મણભોજન, સ્વજ્ઞાતિભોજન વગેરે કોઈ શુભ કામ કરવાની ઇચ્છા થઈ; પણ પોતાના ઘર આગળ જગ્યાના સંકોચને લીધે બની ન શકે તે સારુ તે પંચની વાડીમાં કરવાનો વિચાર કરી, પંચ પાસેથી વાડી માગી લીધી ને તેમાં જઈને સહકુટુંબ નિવાસ કર્યો. થોડા દિવસ પછી તે શુભ કાર્ય કરવાનો જે વિચાર હતો, તે લોભાદિ દુર્ગુણ મનમાં થવાના કારણે માંડી વાળ્યો અને વાડીની વિશાળ જગ્યાના સુખથી વધારે દિવસ વાડીમાં રહ્યો. તે પછી વાડીના માલિક પંચોએ તે વાડી ખાલી કરી પાછી સોંપવાને કોઈ સાથે કહેવરાવ્યું; તે છતાં પણ પેલા ભાઈએ કાંઈ દરકાર

ન કરી. ત્યારે પંચોએ મળીને તેને બોલાવ્યો, પણ તે અનેક પ્રકારનાં બહાનાં કાઢીને તેની પાસે ગયો નહિ ને ઊલટું કહેવા લાગ્યો: 'આ વાડી મારી છે. પંચોનું શું લાગેવળગે છે?' એ સાંભળી પંચોએ એવી ધારણા કરી, કે હાલ નહિ તો થોડા દિવસ પછી તે આપણને સ્વાધીન કરશે. એમ સમજી ઘણા દિવસ વાટ જોઈ, તથાપિ તેણે વાડી સોંપી નહિ.

ત્યારે પંચોએ સરકારમાં ફરિયાદી કરી તેને ન્યાયાધીશ પાસે પકડી મંગાવ્યો. એટલે ન્યાયાધીશે કહ્યું કે પંચની વાડી પાછી પંચને સ્વાધીન કેમ કરતો નથી? પેલાએ જવાબ દીધો: 'વાડી મારી છે. એમાં પંચોનું કાંઈ લાગતુંવળગતું નથી.' એ ઉપરથી સરકારે સાક્ષી તથા ખતપત્રની સાબિતી માગી, પણ તે ન હોવાથી તે આડુંઅવળું બકવા લાગ્યો; તેથી સરકારે તેને કેદ કરી કહ્યું, કે જ્યાં સુધી તેઓને વાડી સોંપીશ નહિ, ત્યાં સુધી તું કેદથી છૂટીશ નહિ.

### જીવને બંધન થવાનું કારણ

જીવરૂપી ધનવાન પુરુષને મોક્ષ મેળવવારૂપી શુભ કામ કરવાની ઇચ્છા થઈ; પણ પોતાના દેવ-ગંધર્વ આદિક શરીરમાં ભોગની આસક્તિથી આત્મજ્ઞાન ન થાય, તથા પશુ-પક્ષી આદિ દેહમાં

અતિ મૂઢતાના યોગથી પણ આત્મજ્ઞાન ન થાય, તેથી મોક્ષદ્વારભૂત આ મનુષ્યદેહ, પંચમહાભૂત પાસેથી માગી લીધો ને તેમાં આવી નિવાસ કર્યો; તોપણ મનુષ્યશરીરમાં અનેક વિષયોની આસક્તિરૂપી વિઘ્નોથી આત્મજ્ઞાન દ્વારા મોક્ષ મેળવવાનો વિચાર કરવો તે ભૂલી ગયો, ને ઊલટો પંચભૂતનો દેહ મારો છે, એમ તે માની બેઠો. ત્યારે પંચભૂતોએ શાસ્ત્ર દ્વારા કહેવરાવ્યું, કે આ દેહ પંચભૂતનો છે, માટે એમાં અભિમાન તથા મમત્વ ન રાખવું; તથાપિ એવાં શાસ્ત્રોનાં વાક્યોની તે દરકાર કરતો નથી. અને તેને કોઈ સ્નેહી, સત્પુરુષ, સન્મિત્ર વેદાંત શ્રવણ કરવાનો ઉપદેશ કરે, તો આડાંઅવળાં બહાનાં કાઢે, ને મને વખત મળતો નથી એ રીતે કહી અનાદર કરે. એમ કરતાં પંચભૂતોએ આજકાલ આત્મવિચાર કરીને અમારો દેહ અમને પાછો સોંપશે; એમ ધારીને ઘણાં વર્ષો વાટ જોઈ; તથાપિ તેણે કાંઈ વિચાર ન કર્યો, ત્યારે પંચભૂતોએ યમરાજા પાસે ફરિયાદ કરી કહ્યું, કે આ અજ્ઞાની જીવે અમારા કાર્યરૂપ મનુષ્યદેહને મોક્ષનું સાધન મેળવવા સારુ લીધો હતો, પણ કાંઈ મોક્ષનું સાધન મળ્યું નહિ ને ઊલટો દેહનો માલિક થઈ બેઠો છે; માટે અમારો દેહ અમને પાછો સોંપાવો. ત્યારે યમરાજાએ પોતાના દૂત મોકલી તે અજ્ઞાનીને

બોલાવ્યો; તેથી વ્યાકુલતાથી બેભાન થઈ યમરાજા પાસે જવાની તૈયારી કરી, પણ તે વખતે મારે આ કામ છે; હાલ મારાથી નહિ અવાય એમ કહેવાયું નહિ, ને સ્ત્રી, પુત્ર આદિ સંબંધીને રુદન કરતાં મૂકીને પોતે યમરાજાના દૂત સાથે યમલોકમાં ગયો.

### પંચમહાભૂતનો સ્થૂલ દેહ

ત્યારે યમરાજાએ કહ્યું, કે આ પંચભૂતનો દેહ પંચભૂતને કેમ સોંપતો નથી? તે વખતે તે અજ્ઞાની કહેવા લાગ્યો કે, આ દેહ મારો છે, એમાં પંચભૂતનું શું લાગે છે? ત્યારે પંચભૂતોએ સાબિત કર્યું કે આ સ્થૂલ દેહ તથા સૂક્ષ્મ દેહ અમારો છે. તેમાં ચાર વેદ, અઢાર પુરાણ વગેરે સર્વ શાસ્ત્રોનાં પ્રમાણરૂપી સાક્ષી આપી અને તે અજ્ઞાની જીવથી મારો દેહ છે એમ સિદ્ધ ન થયું; તેથી યમરાજાએ તે અજ્ઞને પરાયો દેહ પોતાનો માનવાથી ચોરાશી લક્ષ યોનિરૂપી કેદખાનામાં નાંખ્યો. તે એવા ઠરાવથી કે, પંચભૂતનો દેહ સોંપ્યા વિના તેમાંથી બહાર ન જ નીકળે; તેથી હે શિષ્ય! પંચભૂતનો દેહ છે, તેને તું મારો છે એમ ન જાણ અને તેઓને સોંપી દે. એટલે દેહ દૃશ્ય છે તેથી તે હું નહિ, અને તે પંચભૂતનો છે, તેથી મારો નહિ. એમ વિવેકપૂર્વક દેહમાંથી અહંતા–મમતા મૂકી દે.

શિષ્ય: હે મહારાજ! તમે કહ્યું કે, આ દેહનો દ્રષ્ટા તું છે, તે માટે દેહ તું નથી. અને દેહ પંચમહાભૂતનો છે, તે તારો નથી; પણ પંચમહાભૂત કયાં, તેને હું ઓળખતો નથી. તેમનાં નામ બતાવો.

ગુરુ: આકાશ, વાયુ, તેજ, આપ અને પૃથ્વી એ પાંચ મહાભૂત છે.

શિષ્ય: તમે કહેલાં પંચભૂતનો ભાગ મારા શરીરમાં કોઈ પ્રકટ રીતે જોવામાં આવતો નથી, ત્યારે આ પંચભૂતનો દેહ કેમ કહેવાય?

ગુરુ: હે ભાઈ! વિચાર કરીને તપાસી જો. જેટલો આ શરીરમાં કઠણ ભાગ છે તે પૃથ્વીનો છે. અને દ્રવીભૂત (રસરૂપ) જેટલો ભાગ છે તે આપનો છે, જેટલો ઉષ્ણ ભાગ છે તે તેજનો છે, ચાલવું-હલવું વાયુથી થાય છે; માટે તે ક્રિયા માત્ર વાયુનો ભાગ છે અને શરીરમાં પોલાણ છે તે આકાશનો ભાગ છે.

શિષ્ય: પંચભૂતનો આ દેહ છે એવું તમે સંક્ષેપથી કહ્યું, પણ જેમ સ્પષ્ટ સમજવામાં આવે તે રીતે પંચભૂતનાં જુદાંજુદાં તત્ત્વો સ્થૂલ દેહમાં કયાં છે, તે કહો.

## કોષ્ટક અને ટીકા

# સ્થૂલ દેહનાં તત્ત્વોનું કોષ્ટક

| આકાશનાં | વાયુનાં | તેજનાં | આપનાં | પૃથ્વીનાં |
|---|---|---|---|---|
| કામ | ચલન | ક્ષુધા | શુક્ર | અસ્થિ |
| ક્રોધ | વલન | તૃષા | શોણિત | માંસ |
| શોક | ધાવન | આલસ્ય | લાલા | ત્વચા |
| મોહ | પ્રસારણ | નિદ્રા | મૂત્ર | નાડી |
| ભય | આકુંચન | કાંતિ | સ્વેદ | રોમ |

ગુરુઃ આકાશનાં પાંચ તત્ત્વો છે. કામ, ક્રોધ, શોક, મોહ અને ભય. એ સર્વ હૃદય–આકાશમાં પેદા થાય છે; તેથી આકાશનાં છે. તેઓને તું જાણે છે, તેથી તે તત્ત્વો તું નહિ. આકાશનાં છે તેથી તારાં નહિ. તું એનો દ્રષ્ટા છે અને એ પાંચ તત્ત્વો બંધ દ્વારા પ્રસિદ્ધ દુઃખ દેનારાં છે, એમ જાણી કામાદિકનો ત્યાગ કરવો તે કહું છું. કામમાં આસક્ત થયાથી રાવણ ઘણો દુઃખી થયો અને રાજ્ય ગયું, તેથી તે કામનો ત્યાગ કરવો.

ક્રોધ રાક્ષસથી પણ નઠારો છે, કારણ કે રાક્ષસ તો પરાયું લોહી પીએ છે અને ક્રોધી તો પોતાનું અને પરનું એમ બન્નેનું લોહી પીએ છે (બાળે છે). રાક્ષસની પ્રતીતિ, માત્ર રાતનીજ થાય છે, પણ

ક્રોધી તો રાત અને દિવસ બેય વખત નાચ્યા કરે છે. રાક્ષસ બીજાને ભય પમાડે છે, પણ પોતે ભય પામતો નથી અને ક્રોધી તો પોતે ભય પામે છે અને બીજાને પણ ભય પમાડે છે. તેથી તે ક્રોધને પણ રાક્ષસથી અધિક દુઃખ દેનારો છે એમ જાણી ત્યાગ કરવો. તેમજ શોક, મોહ અને ભય એથી પણ દુઃખ થાય છે એમ પ્રાણીમાત્રને અનુભવસિદ્ધ છે; તેથી તેનો ત્યાગ કરવો. અને તેમાં અહંતા-મમતા ન રાખવી. યદ્યપિ (જો કે) એ કામાદિક પાંચ તત્ત્વ સૂક્ષ્મ દેહના ધર્મ છે; સ્થૂલ દેહના નથી; તથાપિ એઓનો સ્થૂલ દેહમાં આવેશ પ્રકટ દેખાય છે; તેથી સ્થૂલ દેહના તત્ત્વરૂપે વર્ણન કર્યું છે.

વાયુનાં—પાંચ તત્ત્વ છે. જેવાં કે ચલન (ચાલવું), વલન(વળવું), ધાવન (દોડવું), પ્રસારણ(પહોળું કરવું) અને આકુંચન(સંકોચવું). કોઈ ઠેકાણે વલનને બદલે ઉત્ક્રમણ (ઊભું થવું) એમ પણ કહ્યું છે. એ પાંચે તત્ત્વો તું જાણે છે. તે સારુ એ તું નહિ ને વાયુનાં છે; તેથી તારાં નહિ. વાયુ વિના ચલનાદિ ક્રિયા બની શકે નહિ, તે સારુ વાયુનાં કહ્યાં. તું એનો સાક્ષી છે.

તેજનાં—પાંચ તત્ત્વ છે. ક્ષુધા(ભૂખ લાગવી),

તૃષા( તરસ લાગવી ), આલસ્ય( આળસ ), નિદ્રા-( ઊંઘ ) અને કાંતિ( તેજ ), એ પાંચે તેજના ભાગ છે. એમ પ્રકટ રીતે અનુભવમાં આવે છે; કેમ કે પેટમાં અગ્નિ પ્રબલ થયા વિના ભૂખ લાગતી નથી, ઉષ્ણકાળમાં અગ્નિરૂપ ગરમીના જોરથી તરશ વધારે લાગે છે, તેમ જ આળસ અને નિદ્રા ગરમીના દિવસમાં વધારે થાય છે અને નિદ્રા લેવાથી અન્નનું પાચન પણ થાય છે; માટે તે અગ્નિના ભાગ છે. કાંતિ કહેતાં તેજ એ પ્રસિદ્ધ તેજનો ભાગ જણાય છે.

આપનાં—પાંચ તત્ત્વ છે. શુક્ર( વીર્ય ), શોણિત-( લોહી ), લાલા( લાળ ગળે છે તે ), મૂત્ર( પેશાબ ) અને સ્વેદ( પસીનો ), એ પાંચે જળરૂપ પ્રસિદ્ધ જણાય છે, માટે તે જળનાં છે.

પૃથ્વીનાં—પાંચ તત્ત્વ છે. અસ્થિ( હાડકાં ), માંસ, ત્વચા( ચામડી ), નાડી( નસો ) અને રોમ (રુવાટાં), એ પાંચ તત્ત્વો પૃથ્વીનાં છે. એનો હેતુ એ કે જે વખતે સ્થૂલ શરીરમાંથી પ્રાણ જાય છે, તે વખતે આકાશ, વાયુ. તેજ અને જલ, એ ચારે ભૂતોના કામ-ક્રોધ આદિ વિભાગો, આકાશ આદિ ભૂતોમાં મળી જાય છે તે સ્પષ્ટ દેખાય છે. જુઓ, મુડદાની અંદર કામ-ક્રોધ વગેરે આકાશનાં તત્ત્વો

નથી; ચલન-વલન વગેરે વાયુનાં તત્ત્વો નથી; ક્ષુધા-તૃષા વગેરે તેજનાં તત્ત્વો નથી અને શુક્ર-શોણિત વગેરે જળનાં તત્ત્વો પણ તેમાં હોતાં નથી. પણ એકલાં પૃથ્વીનાં અસ્થિ, માંસ, ત્વચા, નાડી અને રોમ એ પાંચે તત્ત્વો જોવામાં આવે છે. તે તત્ત્વો જો દેહને બાળે તો ભસ્મરૂપ થઈ, દાટે તો માટીરૂપ થઈ અને જનાવરો ખાય તો વિષ્ટારૂપ થઈ, પૃથ્વીમાં મળે છે, તેથી એ પૃથ્વીનાં છે. તેને તું જાણે છે, તેથી તે તું નહિ. એ પૃથ્વીનાં છે, તેથી તારાં નહિ. તું એનો દ્રષ્ટા સાક્ષી છે. ઉપર કહેલાં પચીસ તત્ત્વોનો આ સ્થૂલ દેહ થયો છે અને તે પંચીકૃત પંચમહાભૂતનું કાર્ય છે.

### પંચીકૃત પંચમહાભૂતોનાં લક્ષણો

શિષ્ય: હે મહારાજ! પંચીકૃત પંચમહાભૂત કોને કહેવાય? તે કહો.

ગુરુ: ઈશ્વરેચ્છાથી એક એક ભૂતના બબ્બે ભાગ થઈને, તેમાંથી સર્વ ભૂતોનો એક એક ભાગ જુદો રહ્યા ને બાકી રહ્યો જે એક એક ભાગ, તેઓના દરેકના ચાર ચાર ભાગ થઈને પોતપોતાનો જે અરધો અરધો ભાગ જુદો રહેલો છે તેને મૂકીને, બીજા ચાર ભૂતના અરધા અરધા ભાગ સાથે પાંચ

ભૂતોના પોતાના ચાર ચાર ભાગમાંથી એક એક ભાગનો જે મેળાપ તેનું નામ પંચીકરણ. એ રીતે જેઓનું પંચીકરણ થયું છે, તેઓને પંચીકૃત પંચમહાભૂત કહેવાય છે તે પંચીકૃત પંચમહાભૂતમાંથી આ પચીસ તત્ત્વોનો સ્પષ્ટ દેખાય છે એવો સ્થૂલ દેહ ઉત્પન્ન થયો છે. હવે તે સ્થૂલ દેહનાં પચીસ તત્ત્વોને પણ પંચીકરણની રીતે સમજવા સારુ નીચે આ કોષ્ટક લખ્યું છે:

પચીસ તત્ત્વો સમજવાનું કોષ્ટક

| પંચભૂત | પૃથ્વીનાં | જળનાં | તેજનાં | વાયુનાં | આકાશના |
|---|---|---|---|---|---|
| પૃથ્વીનાં | અસ્થિ | શોણિત | આલસ્ય | સંકોચન | કટ્યાકાશ |
| જળનાં | માંસ | શુક્ર | કાંતિ | ચલન | ઉદરાકાશ |
| તેજનાં | નાડી | મૂત્ર | ક્ષુધા | ઉત્ક્રમણ | હૃદયાકાશ |
| વાયુનાં | ત્વચા | સ્વેદ | તૃષા | ધાવન | કંઠાકાશ |
| આકાશનાં | રોમ | લાલા | નિદ્રા | પ્રસારણ | શિરઆકાશ |

કોષ્ટકનો અર્થ

પૃથ્વીનો અસ્થિ ( હાડકાં ) મુખ્ય ભાગ છે; કેમ કે તે પૃથ્વીની પેઠે કઠણ છે, તેથી પૃથ્વીનો અરધો ભાગ જાણવો. અને બાકીના અરધા ભાગના ચાર

ભાગ થયા; જેવા કે ૧ શોણિત, ૨ આલસ્ય, ૩ સંકોચન અને ૪ કટ્યાકાશ. તે જલ આદિ બીજા ચાર ભૂતમાં મળ્યા. તે કહું છું.

૧ શોણિત(રુધિર)નો રંગ લાલ છે, તે પૃથ્વીનો ભાગ છે. તે જળમાં મળ્યો તે સારુ જળનાં તત્ત્વો સાથે કહેવાય છે.

૨ આલસ્ય પૃથ્વી પેઠે આળસમાં જડતા છે, તેથી એ પૃથ્વીનો ભાગ છે, અને તેજમાં મળ્યો, તેથી તેજનાં તત્ત્વો સાથે કહેવાય છે.

૩ સંકોચન એ પણ પૃથ્વીની પેઠે જડતાનો હેતુ છે; માટે પૃથ્વીનો ભાગ છે; પણ વાયુને મળ્યો, તેથી વાયુનો ગણાય છે.

૪ કટ્યાકાશ એ પૃથ્વીનો ભાગ જે મળ, તેને રાખે છે, માટે એ પૃથ્વીનો ભાગ છે; પણ આકાશને મળ્યો, તેથી આકાશનો કહેવાય છે.

જલનો મુખ્ય અરધો ભાગ વીર્ય છે. તેનું કારણ એ છે, કે જલ જેમ સફેદ છે અને વૃક્ષાદિકને ઉત્પન્ન કરે છે, તેમ વીર્ય પણ સફેદ છે અને ગર્ભને ઉત્પન્ન કરે છે, માટે તે ભાગ જલનો છે એમ જાણવું. હવે બાકીના અરધા ભાગના ચાર ભાગ થયા. જેવા કે ૧ માંસ, ૨ કાંતિ, ૩ ચલન અને ૪ ઉદરાકાશ. તે

પૃથ્વી આદિ બીજા ચાર ભૂતમાં મળ્યા તે કહું છું.

૧ માંસ દ્રવીભૂત છે, તેથી જલનું છે: પણ પૃથ્વીનાં તત્ત્વો સાથે મળ્યું, તેથી પૃથ્વીનું કહેવાયું.

૨ કાંતિ જલની છે; કેમ કે જલના સંબંધથી કાંતિમાં ફેરફાર થાય છે; પણ તે કાંતિ તેજની સાથે મળી, તે સારુ તેજની કહેવાઈ.

૩ ચલન પાણીની પેઠે ચલાયમાન છે, તેથી જલનું છે; પણ વાયુના તત્ત્વ સાથે મળ્યું, તેથી વાયુનું કહેવાયું.

૪ ઉદરાકાશ જલને રહેવાનું સ્થાનક છે; તેથી જલનું છે; પણ આકાશમાં મળ્યું, તે સારુ આકાશનું કહેવાયું.

તેજનો મુખ્ય અરધો ભાગ ક્ષુધા છે, તેનો હેતુ એ છે, કે ઉદરમાં અગ્નિ પ્રબલ થયાથી ક્ષુધા લાગે છે, તે કારણથી તેજનો છે. બાકીના અરધા ભાગમાંથી ચાર ભાગ થયા: જેવા કે ૧ નાડી, ૨ મૂત્ર, ૩ ઉત્ક્રમણ અને ૪ હૃદયાકાશ. તે પૃથ્વી આદિ બીજા ચાર ભૂતમાં મળ્યા, તે કહું છું.

૧ નાડીથી જ્વરની પરીક્ષા થાય છે; માટે તેજની છે; પણ પૃથ્વીના તત્ત્વમાં મળી, તેથી પૃથ્વીની કહેવાઈ.

૨ મૂત્ર ગરમ છે, માટે તેજનું છે; પણ જળના તત્ત્વમાં મળ્યું, તેથી જલનું કહેવાયું.

૩ ઉત્ક્રમણમાં અગ્નિની પેઠે ઊર્ધ્વ ગતિ છે, માટે તે તેજનું છે; પણ વાયુના તત્ત્વમાં મળ્યું, તેથી વાયુનું કહેવાયું.

૪ હૃદયાકાશ એ સર્વદા હૃદયમાં ઉષ્ણતા રહે છે, તેથી તેજનું છે; પણ આકાશના તત્ત્વમાં મળ્યું, તેથી આકાશનું કહેવાયું.

વાયુનો પોતાનો અરધો મુખ્ય ભાગ ધાવન (દોડવું) છે; કેમ કે વાયુની પેઠે વેગથી દોડાય છે, માટે વાયુનો ભાગ છે. બાકી વાયુના અરધા ભાગમાંથી ચાર ભાગ થયા; તે એ, કે ૧ ત્વચા, ૨ સ્વેદ, ૩ તૃષા અને ૪ કંઠાકાશ. તે પૃથ્વી આદિ બીજા ભૂતોમાં મળ્યા, તે કહું છું.

૧ ત્વચાથી સ્પર્શ થાય છે, તેથી વાયુની છે; પણ પૃથ્વીના તત્ત્વ સાથે મળી, તેથી પૃથ્વીની કહેવાઈ.

૨ સ્વેદ એ ઘણા શ્વાસોચ્છ્વાસરૂપ વાયુથી પરસેવો થાય છે અને વાયુથી સુકાય છે, માટે વાયુનો છે. પણ જલના તત્ત્વ સાથે મળ્યો; તેથી જલનો કહેવાયો.

૩ તૃષા એ વાયુથી શોષણ થઈ, ઉત્પન્ન થાય

છે, માટે વાયુની છે; પણ તેજનાં તત્ત્વ સાથે મળી તેથી તેજની કહેવાઈ.

૪ કંઠાકાશ વાયુને જવાઆવવાનું સ્થાનક છે, માટે વાયુનો ભાગ છે; પણ આકાશના તત્ત્વ સાથે મળ્યો તેથી આકાશનો કહેવાય છે.

આકાશનો પોતાનો મુખ્ય અરધો ભાગ શિર-આકાશ છે; કારણ કે માથામાં જે પોલાણ છે તે આકાશરૂપ છે અને એના બાકીના અરધા ભાગમાંથી ચાર ભાગ થયા; તે એ કે ૧ રોમ, ૨ લાળા, ૩ નિદ્રા, ૪ પ્રસારણ. તે પૃથ્વી આદિ બીજા ચાર ભૂતમાં મળ્યા તે કહું છું.

૧ રોમ-કાપવાથી દુઃખ થતું નથી, માટે તે આકાશનાં છે; પણ પૃથ્વીના તત્ત્વ સાથે મળ્યાં તેથી પૃથ્વીનાં કહેવાયાં.

૨ લાળા-શિર આકાશમાંથી નીચે આવે છે, માટે આકાશની છે; પણ જલના તત્ત્વ સાથે મળી તેથી જલની કહેવાઈ.

૩ નિદ્રા-શૂન્ય સ્વભાવ છે, માટે તે આકાશની છે; પણ તેજના તત્ત્વ સાથે મળી તેથી તેજની કહેવાય છે.

૪ પ્રસારણમાં વ્યાપકતા છે, માટે તે આકાશનું છે; પણ વાયુના તત્ત્વ સાથે મળ્યું અને વાયુથી જ શરીર પહોળું થાય છે, તેથી વાયુનું કહેવાય છે.

### અહંતા-મમતા દૂર કરવાનો વિચાર

એ રીતે સ્થૂલ દેહનાં પચીશ તત્ત્વોમાં પંચીકરણનું નિરૂપણ કર્યું છે, તે ગૌણ પક્ષથી સમજવા સારુ છે. અને પંચીકૃત પંચમહાભૂતમાંથી પચીશ તત્ત્વોનો જે સ્થૂલ દેહ થયો છે તે જ મુખ્ય પક્ષ છે. તે તત્ત્વો પ્રથમ કોષ્ટકમાં નિરૂપણ કર્યા પ્રમાણે સમજવાં, પણ માત્ર આકાશનાં તત્ત્વોમાં બે પક્ષ છે. તેમાં કામ-ક્રોધાદિ પાંચ પહેલા પક્ષમાં કહ્યાં ને બીજા પક્ષમાં આકાશના પાંચ ભાગ, જેવા કે શિરાકાશ, કંઠાકાશ, હૃદયાકાશ, ઉદરાકાશ અને કટ્યાકાશ, એ રીતે કહ્યા છે; પણ એ સર્વનું નિરૂપણ કરવાનો મુખ્ય અભિપ્રાય એ છે, કે એ સર્વ તત્ત્વો ભૌતિક [પંચભૂતનાં કાર્ય] છે, માટે જડ છે તથા પરિણામી, વિકારી, અસત્ય છે અને હું, તેઓનો જાણવાવાળો દ્રષ્ટા, નિર્વિકારી, અસંગ આત્મા છું; ને તે તત્ત્વોના સમુદાયરૂપ સ્થૂલ દેહ હું નથી. તે તત્ત્વો પંચભૂતનાં છે, તેથી મારાં નથી. એમ જાણીને તેમાંથી અહંતા-મમતારૂપ અધ્યાસને મૂકી દેવો.

દેહ સિદ્ધ થતો નથી.

તે તત્ત્વોમાંથી તું કોણ છે, એ વિચાર કર અને તેમાં તને શો સંબંધ છે, જેથી તું એ મારાં છે એમ માને છે? ખરું વિચારીને જો, તો તું એ નથી ને પંચભૂતનાં હોવાથી તે તારાં પણ નથી; માટે એવા વિચારથી જ, દેહમાંથી અહંતા-મમતા મટે છે, દેહ એવું નામ પણ ઉપલાં પચીશ તત્ત્વો મળીને થયું છે. જો એ તત્ત્વોનું વિવેચન કરી જુદાંજુદાં કર્યાં હોય, તો તેમાં કાંઈ સિદ્ધ થતો નથી. જેમ પથ્થર, ઈંટ, લાકડાં, ચૂનો વગેરે જોડાયાથી ઘર એવું નામ પડ્યું, પણ તેને જુદાંજુદાં કરી નાંખે તો ઘર કાંઈ દેખાતું નથી; માટે ખરી રીતથી વિચારતાં, દેહ સત્ય છે એમ સિદ્ધ થતું નથી, કલ્પના માત્ર જ છે; તે ઉપર દષ્ટાંત કહું છું તેથી વિચારી જો.

ગાડીનું દૃષ્ટાંત

વિવેકી અને અવિવેકી નામના બે પુરુષ રસ્તામાં ચાલ્યા જતા હતા. તેમાં અવિવેકીએ વિવેકીને કહ્યું: 'તમે ચાલતાંચાલતાં થાકી ગયા હશો, તેથી પેલી ગાડી આવે છે તેમાં બેસો.' વિવેકી બોલ્યો: 'ગાડી કાંઈ દેખાતી નથી.' અવિવેકી બોલ્યો: 'ગાડી

પ્રત્યક્ષ આવતી દેખાય છે ને તમે કહો છો કે ‘નથી દેખાતી.’ તેનું કારણ શું?’ વિવેકી બોલ્યોઃ ‘એ ગાડી સિદ્ધ ન થાય તો તને શી શિક્ષા કરવી?’ પેલાએ જવાબ દીધોઃ ‘મારા મોઢા ઉપર એક તમાચો મારજો.’ એમ વાદ કરતાં ગાડી નજીક આવી, ત્યારે તેણે કહ્યુંઃ ‘આ ગાડી છે. તમારી મરજી હોય તો બેસો; ભાડું નક્કી કરી આપું.’ વિવેકી બોલ્યોઃ ‘મોઢેથી જ ગાડી કહો છો, પણ હાથ મૂકીને તો બતાવો?’ પેલાએ હાથ મૂકી કહ્યુંઃ ‘આ ગાડી છે.’ ત્યારે પેલો વિવેકી કહેવા લાગ્યોઃ ‘આ તો ધરી છે, પૈડાં છે, કમાન છે, બારણું છે વગેરે વગેરે.’ જ્યાં જ્યાં હાથ મૂકતો ગયો, તે તે અવયવોનાં નામ તે કહેતો ગયો, તેથી કાંઈ ગાડી સિદ્ધ થઈ નહિ. ત્યારે અવિવેકીએ કહ્યુંઃ ‘ઠીક, હવે મારા મોઢા ઉપર તમાચો મારો.’ ત્યારે વિવેકીએ કહ્યુંઃ ‘આંગળી મૂકી તારું મોઢું બતાવ એટલે મારું.’ ત્યારે તે અવિવેકીએ ગાલ ઉપર હાથ મૂકયો, તેવો જ વિવેકી બોલ્યોઃ ‘એ તો ગાલ છે.’ બીજાં સર્વ ઠેકાણે પેલાએ હાથ મૂકયો, તેમ વિવેકી કહેતો ગયોઃ ‘એ તો કપાળ છે, દાઢી છે, હોઠ છે, નાક છે, આંખ છે વગેરે.’ પણ મોઢું કાંઈ સિદ્ધ થયું નહિ. માટે એ પ્રમાણે સઘળાં નામોનું જો ખરું રૂપ શોધીએ

તો સિદ્ધ થાય નહિ. કેવળ વ્યવહાર સિદ્ધ થવા સારુ નામની કલ્પના માત્ર કરી છે. તેમજ આ દેહ પણ કલ્પના માત્ર છે, તેથી તેમાં અહંતા-મમતા ન કરવી. અને એજ મોક્ષ છે અને આ સ્થૂલ દેહને અન્નમય કોશ કહીને વર્ણન કરેલું છે. તે અન્નમય કોશથી પણ આત્માને ભિન્ન જાણવો.

શિષ્ય : સ્થૂલ દેહને અન્નમય કોશ કેમ કહ્યો, તે કૃપા કરી કહો.

અન્નમય કોશનું નિરૂપણ

ગુરુ : માતાપિતાએ ખાધેલા અન્નના પરિણામ-માંથી રુધિર અને વીર્ય થાય છે અને તે રુધિર-વીર્યના સંબંધથી આ સ્થૂલ દેહ પેદા થયો છે અને જન્મ્યા પછી પણ માતાએ ખાધેલા અન્નના પરિણામથી દૂધ થાય છે. તે દૂધનું પાન કરીને સ્થૂલ દેહ વધે છે અને દાંત આવ્યા પછી અન્ન ખાઈનેજ જીવે છે. વળી આ સ્થૂલ દેહ બીજા જીવોને અન્નરૂપ ભક્ષ્ય છે. અને અન્ન ખાધા વગર જીવતો નથી. અને જ્યારે મરે છે, ત્યારે અન્નરૂપ પૃથ્વીમાં લય થાય છે; માટે એને અન્નમય કહ્યો. અને તેને કોશ કહ્યો, તેનું કારણ એ છે, કે જેમ તલવારને ઢાંકવાવાળું જે મ્યાન છે, તેનું કોશ

એવું નામ કહેવાય છે, અને ધનને ઢાંકવાવાળા ભંડારને પણ કોશ કહે છે, તેમ અન્નમય શરીરથી આત્મા ઢંકાય છે; માટે તેને અન્નમય કોશ કહ્યો છે. તે અન્નમય કોશ દશ્ય છે અને હું આત્મા તે અન્નમય કોશથી જુદો તેનો દ્રષ્ટા છું; તેથી અન્નમય કોશાતીત છું, એમ મુમુક્ષુએ સદ્ગુરુથી સમજીને નક્કી કરવું.

એ રીતે સ્થૂલ દેહનું વર્ણન કરીને હવે તેની અવસ્થા આદિકનું વર્ણન કરું છું.

આઠ તત્ત્વોનું વર્ણન

ચોપાઈ

ગુરુ: જાગ્રત અવસ્થા નેત્ર સ્થાન,
વૈખરી વાચા સ્થૂલ ભોગ જાન;
ક્રિયાશક્તિ રજોગુણ માન,
અકારમાત્રા વિશ્વ અભિમાન.

ટીકા—જાગ્રત અવસ્થા એટલે જાગીએ છીએ તે અને ઇંદ્રિયોથી શબ્દાદિ વિષયોનું પ્રસિદ્ધ જે જ્ઞાન થાય છે, તેને જાગ્રત અવસ્થા કહેવાય છે. એ શાસ્ત્રમાં પ્રસિદ્ધ છે. અને તે જાગ્રત અવસ્થાનો વ્યવહાર બેતાલીશ તત્ત્વોથી થાય છે. તે ૪૨ તત્ત્વોનાં નામો નીચેના કોષ્ટક પ્રમાણે જાણવાં:

| પાંચ જ્ઞાનેંદ્રિયોના નામ | તેમના વિષયોનાં નામ | દેવતાઓનાં નામ |
|---|---|---|
| શ્રોત્ર | શબ્દ | દિશા |
| ત્વચા | સ્પર્શ | વાયુ |
| ચક્ષુ | રૂપ | સૂર્ય |
| જિહ્વા | રસ | વરુણ |
| ઘ્રાણ | ગંધ | અશ્વિનીકુમાર |
| **પાંચ કર્મેંદ્રિયોના નામ** | **તેમના વિષયોનાં નામ** | **દેવતાઓનાં નામ** |
| વાક્ | વચન | અગ્નિ |
| પાણિ | આદાન | ઇંદ્ર |
| પાદ | ગમન | ઉપેંદ્ર |
| શિશ્ન | આનંદ | પ્રજાપતિ |
| ગુદા | વિસર્ગ | મૃત્યુ |
| **ચાર અંતઃકરણોનાં નામ** | **તેમના વિષયોનાં નામ** | **દેવતાઓનાં નામ** |
| મન | સંકલ્પ | ચંદ્રમા |
| બુદ્ધિ | નિશ્ચય | બ્રહ્મા |
| ચિત્ત | ચિંતન | નારાયણ |
| અહંકાર | અભિમાન | રુદ્ર |

ઉપર કહેલાં બેતાલીશ તત્ત્વોમાંથી જો એક તત્ત્વ ઓછું હોય, તો તેટલો વ્યવહાર જાગ્રતમાં ઓછો થાય છે. તે જાગ્રત અવસ્થામાં, જાગી ઊઠ્યાથી તે શયન પર્યંત જે કાંઈ વ્યવહાર થાય છે તે સર્વનો હું જાણવાવાળો સાક્ષી છું, એમ જાણવું.

જાગ્રત અવસ્થાનું નેત્ર સ્થાન છે; કેમ કે વિશેષ કરીને જાગ્રત અવસ્થાનો વ્યવહાર નેત્રથી થાય છે. જાગ્રત અવસ્થામાં વૈખરી વાચા છે. ૧ કંઠ, ૨ તાલુ, ૩ જિહ્‌વામૂલ, ૪ દાંત, ૫ ઓષ્ઠ (હોઠ), ૬ નાસિકા, ૭ ઉર (છાતી), ૮ શિર (માથું), એ આઠ સ્થાનકથી પ્રસિદ્ધ રીતે જે સર્વ મનુષ્ય બોલે છે તેનું નામ વૈખરી વાચા અને સ્થૂલ ભોગ એટલે પ્રકટ સુખ-દુઃખાદિ જે ભોગ થાય છે તે. ક્રિયાશક્તિ એટલે શરીરનો ક્રિયારૂપ જે વ્યવહાર થાય છે તે. રજોગુણ એટલે અભિમાનથી રાગ-દ્વેષ આદિથી જે રાજસી ક્રિયા થાય છે તે. અકાર અક્ષર એ જ માત્રા. અને વિશ્વ અભિમાન કહેતાં જાગ્રત અવસ્થામાં બુદ્ધિમાં આત્માનો જે આભાસ (હું કર્તાભોક્તા એ રીતે અભિમાન કરનારો જીવ) તે. એ સર્વ તત્ત્વો તું જાણે છે, માટે તે તું નહિ, એ સઘળાં જાગ્રત અવસ્થાનાં સંબંધી છે તેથી તારાં નહિ, તું એનો દ્રષ્ટા સાક્ષી છે.

### તત્ત્વોથી જુદો આત્મા

ચોપાઈ

ગુરુઃ ઉપલાં પચ્ચીશ ને આ અષ્ટ,
એવાં તત્ત્વ તેત્રીશ સ્પષ્ટ.

એ દૃશ્ય તું દ્રષ્ટા જાણ,
એ તું કેમ થાઇશ વેદપ્રમાણ.

ટીકા—ઉપર કહેલાં સ્થૂલ દેહનાં પચીશ કામ-ક્રોધાદિ તત્ત્વો અને આ હમણાં કહેલાં જાગ્રત અવસ્થા આદિ આઠ તત્ત્વો, તે મળીને સર્વ તેત્રીશ તત્ત્વો સ્પષ્ટ જણાય છે. એ સર્વે તત્ત્વોને તું જાણે છે, તેથી એ તારાં દૃશ્ય છે, તું એઓને જાણનાર દ્રષ્ટા છે. એ તત્ત્વો જે છે, તે તું નહિ, એવું વેદ વિષે પ્રમાણ છે. તેમ જ શ્રી શંકરાચાર્ય પણ વાક્યવૃત્તિ નામના ગ્રંથમાં દેહથી આત્મા ભિન્ન છે એમ કહે છે.

अनुष्टुप्

घटद्रष्टा घटाद्भिन्नः सर्वथा न घटो यथा ।
देहद्रष्टा तथा देहो नाहमित्यवधारयेत् ॥

અર્થાત્ જેમ ઘટનો દ્રષ્ટા (જોવાવાળો) ઘટથી ભિન્ન છે અને તે કોઈ પ્રકારે ઘટરૂપ ન થાય, તેમ જ દેહનો દ્રષ્ટા જે હું આત્મા, તે કદાપિ દેહરૂપી નથી એમ નિશ્ચય માનવું.

જેમ ઘડો પંચભૂતથી થયેલો છે તથા જડ અને દૃશ્ય છે; તેમ જ આ તારો દેહ પણ પંચભૂતથી ઉત્પન્ન થયો છે, તથા જડ અને દૃશ્ય છે; માટે ઘટ સરખો છે. તેનો દ્રષ્ટા તું ચૈતન્ય છે.

શિષ્યઃ હે ગુરુ! ઘડો જેવો પેદા થયો તેવો જ રહે છે, કાંઈ વધતો નથી. તેથી જડ છે અને દેહ તો દરરોજ વધે છે, તેથી ચૈતન્ય છે. તેને ઘડા જેવો તમે કેમ કહ્યો?

ગુરુઃ દેહ વધે છે, તેથી કાંઈ ચૈતન્ય ન કહેવાય. જેમ ભીંત ઉપર દરરોજ ઈંટો મૂકીને વધારે છે તો તે વધે છે, અને ઉકરડા ઉપર દરરોજ કચરો નાખે તો તે પણ વધીને મોટો થાય છે; તેથી કાંઈ ચૈતન્ય ન કહેવાય. તેમ દેહમાં પણ અન્ન, જલ. શાક, મેવા વગેરે દરરોજ કચરો પડે છે, તેથી વધે છે; માટે વધે તેથી ચૈતન્ય ન કહેવાય. અને જેમ લોઢામાં અગ્નિના સંબંધથી દાહકતા દેખાય છે, તેમ ચૈતન્યરૂપ આત્માના સંબંધથી દેહમાં ચૈતન્ય પ્રતીત થાય છે, પણ પોતાની મેળે ચૈતન્ય નથી. એ રીતે દેહ જડ છે. તું એનો દ્રષ્ટા તેથી જુદો, ચૈતન્ય, અજર, અમર, આત્મા છે.

### જન્માદિ છ વિકાર

શિષ્યઃ હે મહારાજ! હું જન્મ્યો છું ને મરીશ પણ ખરો અને તમે અજર, અમર મને કહો છો, તે કેમ થાઉં તે કહો.

ગુરુ : યાસ્ક એવા નામે આચાર્યે એમ નિરૂપણ

કર્યું છે, કે દેહમાં જન્માદિ છ વિકાર છે, પણ આત્મામાં નથી, તે કહું છું તે સાંભળ.

દુહો

જાયતે અસ્તિ વર્દ્ધતે,
વિપરિણમતે જોય;
અપક્ષીયતે વિનશ્યતિ,
ષટ વિકાર કહિ સોય.

ટીકા—જાયતે (જન્મે છે), અસ્તિ (જન્મ્યા પછી છે), વર્દ્ધતે (જન્મીને વધે છે), વિપરિણમતે (જુવાન થાય છે), અપક્ષીયતે (વૃદ્ધ થાય છે) અને વિનશ્યતિ (મરે છે), એ છ વિકાર જાણવા.

આત્માનું નિર્વિકારિત્વ

દુહો

એ ષટ વિકાર દેહને કહ્યા,
તું પોતે નિર્વિકાર;
ગુરુવાક્યે વિશ્વાસ કરી
અનુભવ મનમાં ધાર.

ટીકા—એ ઉપર કહેલા જન્માદિ છ વિકાર સ્થૂલ દેહને થાય છે, પણ તું તે સ્થૂલ દેહ નથી. તું તો પોતે નિર્વિકાર આત્મા છે. દેહ વિકારી છે, તેથી

આત્મા વિકારી થાય નહિ. જેમ માટીમાંથી ઘડો થયો, તેથી જે ઘટમાં આકાશ(પોલાણ)છે તે કાંઈ નવું થયું(જન્મ્યું)એમ ન કહેવાય. ઘટ થયા પછી આ ઘટ છે એમ કહેવાય છે, ત્યારપછી ટીપીને વધારે છે, પકવ્યા પછી પરિણામ–અવસ્થા થઈ અને ત્યારપછી તરડ અથવા કાણું પડ્યું એટલે વૃદ્ધ થયો, અને ફૂટી ગયો; એટલે ઘડો નાશ પામ્યો; પણ ઘટમાંના આકાશને એ વિકારમાંનો કોઈ પણ વિકાર થતો નથી; કેમ કે તે આકાશ નિરવયવ, અસંગ અને નિર્લેપ છે. તેમ જ દેહ જન્મે છે, જન્મ્યા પછી છે, વધે છે, જુવાન થાય છે, ઘરડો થાય છે અને મરે છે; પણ તું આત્મા એ છ વિકારથી રહિત, નિર્વિકાર, નિરવયવ અને અસંગ છે. તેમ ભગવદ્ગીતાના બીજા અધ્યાયમાં પણ 'આત્મા જન્માદિ છ વિકારરહિત છે' એમ નિરૂપણ કર્યું છે.

अनुष्टुप्

न जायते म्रियते वा कदाचि–
न्नायं भूत्वा भविता वा न भूयः ॥
अजो नित्यः शाश्वतोयं पुराणो ।
न हन्यते हन्यमाने शरीरे ॥

ટીકા—આ અપરોક્ષરૂપ આત્મા કોઈ દિવસ જન્મતો નથી ને કોઈ દિવસ મરતો પણ નથી અને આ આત્મા જન્મીને ફરીથી અસ્તિત્વરૂપ બીજા વિકારને પ્રાપ્ત થતો નથી. અજ(અજન્મા છે), નિત્ય (વિપરિણામરૂપ ચોથા વિકારરહિત એકરૂપ) છે, શાશ્વત(અપક્ષયરૂપ પાંચમા વિકારરહિત સર્વદા) છે; પુરાણ(વૃદ્ધિલક્ષણ ત્રીજા વિકારરહિત અનાદિ સિદ્ધ) છે અને શસ્ત્રાદિકથી શરીરનો નાશ થાય છે; પણ આ આત્માનો નાશ થતો નથી.

તેથી હે શિષ્ય! ગુરુના વચનમાં વિશ્વાસ રાખીને હું નિર્વિકાર શુદ્ધ આત્મા છું, એવો અનુભવ તારા મનમાં દૃઢ ધારણ કર.

એ રીતે ગુરુએ સ્થૂલ દેહથી ભિન્ન આત્માનો બોધ કરીને શિષ્યને સ્થૂલ દેહમાંથી અહંતા–મમતારૂપ અધ્યાસ મુકાવ્યો. ત્યારે સ્થૂલ દેહથી ભિન્ન સૂક્ષ્મ દેહ છે તે મારું આત્માનું રૂપ હશે, એમ ભ્રાંતિથી માનીને શિષ્ય પૂછે છે.

અનુભવ અને શંકા

દુહો

શિષ્ય: સ્થૂલ દેહ તે હું નહીં,
સૂક્ષ્મ દેહ હું જાણુ.

સદ્‌ગુરુ કહે તે તું નહીં,
લિંગ દૃશ્ય વખાણ.

ટીકા—હે મહારાજ! તમારા ઉપદેશથી સ્થૂલ દેહ તે હું નહિ, એવો તો અનુભવ થયો, પણ સૂક્ષ્મ દેહ હું હઇશ, એમ જણાય છે.

ગુરુ: હે ભાઈ! તે સૂક્ષ્મ દેહ તું નથી. લિંગ દેહ કહેતાં સૂક્ષ્મ દેહ તે તારો દૃશ્ય છે, ને તેનો તું દ્રષ્ટા છે, તે તું નહિ.

સદ્‌ગુરુએ લિંગદેહ દૃશ્ય છે, એટલું જ કહીને શિષ્યને લિંગ દેહમાંથી અધ્યાસ મૂકવાનો ઉપદેશ કર્યો, પણ લિંગ દેહનાં વિશેષ તત્ત્વોનું વર્ણન કરીને તેથી ભિન્ન આત્માનો સ્પષ્ટ રીતે જેમ અનુભવ થાય તેમ ન કહ્યું; તેથી શિષ્ય ફરીથી લિંગ દેહનો જ આત્મા માનીને પૂછે છે.

ચોપાઈ

શિષ્ય: સ્વામી સ્થૂલ દેહ તે હું નહીં,
પણ સૂક્ષ્મ દેહ તે હું સહી.
ગુરુ કહે તે તું કેમ થઇશ ભાઈ,
પ્રથમની પેઠે વિચારો જાઈ.

ટીકા—હે સ્વામી! (હે ગુરુ) આ સ્થૂલ દેહ

તે હું નહિ, કેમ કે પંચભૂતનાં પચીશ તત્ત્વોના સંઘાતરૂપ સ્થૂલ દેહ ભૌતિક છે અને અતિ મલિનરૂપ વીર્ય તથા રુધિરમાંથી પેદા થયેલો છે અને એ સ્થૂલ દેહ હાડકાં, માંસ, રુધિર, મલ, મૂત્ર, કફ આદિ અત્યંત અપવિત્ર પદાર્થોથી ભરેલો છે. અને તેનાં નવ દ્વારમાંથી પણ અતિ દુર્ગંધીરૂપ મલ, મૂત્ર, કફ આદિ નિત્ય નીકળ્યા કરે છે. વળી મેવા, મીઠાઈ, અન્ન વગેરે અતિ ઉત્તમ ખાવાના પદાર્થો તે સ્થૂલ દેહમાં અંદર ગયાથી તરત બગડીને મલરૂપ થાય છે, તેમ જ અતિ ઉત્તમ શોભિત વસ્ત્રો પણ તે દેહના સંગથી બગડીને મલિન ને દુર્ગંધીવાળાં થાય છે. એ રીતે અત્યંત અશુચિરૂપ સર્વને પ્રત્યક્ષ દેખાય છે એવો આ સ્થૂલ દેહ છે તે હું કેમ થાઉં? અને એ દશ્ય છે ને હું તેનો દ્રષ્ટા છું, તેથી પણ સ્થૂલ દેહ હું નથી. અને જ્યારે હું સ્થૂલ દેહ નથી, ત્યારે તેના બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય ને શૂદ્ર એવા ચાર વર્ણ તથા બ્રહ્મચર્ય ગૃહસ્થ, વાનપ્રસ્થ ને સંન્યાસ એવા જે ચાર આશ્રમ તે મારામાં નથી; તેમ જ સ્થૂલ, કૃશ, શ્યામ, ગૌર, બાલ, યુવા, વૃદ્ધ એવા જે સ્થૂલ દેહના ધર્મ તે પણ મારામાં નથી; એમ તો મને અનુભવથી જાણવામાં આવે છે, પણ સ્થૂલ દેહની અંદર જે

સૂક્ષ્મ દેહ છે, તે તો 'હું સહી' કહેતાં હું છું; કેમ કે સ્થૂલ દેહથી જવું, આવવું, સાંભળવું વગેરે જે વ્યવહાર થાય છે તે સૂક્ષ્મ દેહના આધારથી જ થાય છે; કેમ કે ચક્ષુઇંદ્રિયથી જુએ છે, કાન-ઇંદ્રિયથી સાંભળે છે, વાણી ઇંદ્રિયથી બોલે છે ઇત્યાદિ સૂક્ષ્મ દેહની ઇંદ્રિયોથી સ્થૂલ દેહનો સર્વ વ્યવહાર થાય છે. જેમાં પ્રાણ છે, એવા સૂક્ષ્મ દેહથી સ્થૂલ દેહ જીવે છે. પ્રાણ ગયા એટલે સ્થૂલ દેહથી જિવાય નહિ માટે સ્થૂલ દેહમાં સૂક્ષ્મ દેહનું પ્રાધાન્ય( મુખ્યપણું ) છે. વળી સ્થૂલ દેહમાં સૂક્ષ્મ દેહ જ્યાં સુધી છે, ત્યાં સુધી જ આ મારો પિતા, આ પુત્ર, ભાઈ, કુટુંબ ઇત્યાદિ સંબંધ રહે છે. તે સૂક્ષ્મ દેહ જો નીકળી ગયો, તો સ્થૂલ દેહમાંથી આ પિતા તથા ભાઈ ઇત્યાદિ સંબંધ મટી જાય છે એટલે તેને તરત બાળી નાખે છે; માટે સૂક્ષ્મ દેહ હું છું, એમ જણાય છે. તેમ જ હું બોલું છું, દેખું છું, સાંભળું છું ઇત્યાદિ સૂક્ષ્મ દેહમાં અહંપ્રત્યય પણ દેખાય છે; તેથી પણ સૂક્ષ્મ દેહ હું છું એમ જણાય છે.

### સૂક્ષ્મ દેહથી તું જુદો છે.

ગુરુ : હે ભાઈ! તું સૂક્ષ્મ દેહ કેમ થઈશ? તે

પણ ભૌતિક, જડ અને દૃશ્ય છે. તેનો તું દ્રષ્ટા છે; માટે તે તું નહિ અને તે સૂક્ષ્મ દેહ પંચમહાભૂતનો છે માટે તારો નહિ. તું એનો સાક્ષી છે. તેનો અનુભવ થવા સારુ પ્રથમ જેમ સ્થૂલ દેહનો વિચાર કર્યો અને તે સ્થૂલ દેહથી આત્માને જેમ ભિન્ન જાણ્યો, તેમ જ સૂક્ષ્મ દેહનો વિચાર કરી સૂક્ષ્મ દેહથી પણ (જુદો) આત્મા દ્રષ્ટા છે, તેને તું ઓળખ અને સૂક્ષ્મ દેહ હું નથી એમ જાણ.

શિષ્ય: હે મહારાજ! તે સૂક્ષ્મ દેહનાં તત્ત્વો કેટલાં છે અને કયાં કયાં ભૂતમાંથી કયાં કયાં તત્ત્વો ઉત્પન્ન થયાં છે, તે સર્વનું નિરૂપણ કરી દેખાડો.

ગુરુ: તે સૂક્ષ્મ દેહનાં તત્ત્વો અંતઃકરણપંચક, પ્રાણપંચક, જ્ઞાનેંદ્રિયપંચક, કર્મેંદ્રિયપંચક ને વિષય-પંચક એ રીતે પચીસ છે. ને તે તત્ત્વો આકાશ, વાયુ, તેજ, આપ ને પૃથ્વી એ પંચમહાભૂતથી ક્રમે કરીને ઉત્પન્ન થયાં છે. તેના વિભાગને વિસ્તારથી ભિન્નભિન્ન પ્રક્રિયાથી નિરૂપણ કરવા સારુ આ કોષ્ટક લખ્યું છે.

# સૂક્ષ્મદેહનું કોષ્ટક

પૂર્વ

દક્ષિણ

| પંચ મહાભૂત | આકાશનાં અંતઃકરણપંચક કર્તાભોક્તા. | વાયુનાં પ્રાણપંચક વાહન | તેજનાં જ્ઞાનેંદ્રિયપંચક દ્વાર | આપનાં કર્મેંદ્રિયપંચક સેવક | પૃથ્વીનાં વિષય-પંચક ભોગ |
|---|---|---|---|---|---|
| આકાશ | અંતઃકરણ કર્મ પ્રથમ સ્ફુરણ દેવતા વિષ્ણુ | વ્યાન સર્વાંગ-સ્થાનમાં રહે છે. કર્મ, સર્વ દેહની સંધીને વાળે છે. | શ્રોત્ર દેવતા દિશા તેથી શબ્દ શ્રવણ થાય છે. તે વિના બહેરો શબ્દ સાંભળે નહિ. | વાચા દેવતા અગ્નિ તેથી શબ્દ બોલે છે. તે વિના મૂગો. | શબ્દ |
| વાયુ | મનસંકલ્પ વિકલ્પાત્મક. દેવતા ચંદ્રમા તેથી સંકલ્પ કરે છે. | સમાન નાભિ-સ્થાનમાં રહે છે. કર્મ, અન્નરસને રોમરોમમાં નાડી દ્વારા એ પ્રવેશ કરાવે છે. | ત્વચા દેવતા વાયુ તેથી સ્પર્શ શીત, ઉષ્ણ, મૃદુ, કઠિનતા આદિ જણાય છે. | પાણિ દેવતા ઇંદ્ર, તેથી પદાર્થને લે છે-દે છે. તે વિના ન થાય. | સ્પર્શ |

ઉત્તર

દક્ષિણ

| | | | | | |
|---|---|---|---|---|---|
| તેજ | બુદ્ધિ નિશ્ચયાત્મક. દેવતા બ્રહ્મા તેથી નિશ્ચય થાય છે. | ઉદાન કંઠસ્થાનમાં રહે છે. કર્મ અન્નરસનો વિભાગ કરે છે. સ્વપ્ન હુડકી દેખાડે છે. હિતનાડીમાં. | ચક્ષુ દેવતા સૂર્ય, તેથી રૂપ દેખે છે. તે વિના અંધ. | પાદ દેવતા ઉપેન્દ્ર. તેથી જાય છે આવે છે. તે વિના પાગળો. | રૂપ |
| આપ | ચિત્ત ચિંતનાત્મક, દેવતા નારાયણ તેથી સ્મરણ કરે છે. | પ્રાણ હૃદયસ્થાનમાં રહે છે. કર્મ એકવીસ હજાર ને છસો શ્વાસે ચ્છ્વાસ કરે છે. | જિહ્વા, દેવતા વરુણ તેથી રસસ્વાદ જણાય છે. તે વિના ન જણાય. | શિશ્ન દેવતા પ્રજાપતિ. તેથી મૂત્ર રતિભોગ થાય છે. તે વિના નપુંસક. | રસ |
| પૃથ્વી | અહંકાર અહંપણું, દેવતા રુદ્ર તેથી અહંકાર થાય છે. | અપાન ગુદાસ્થાનમાં રહે છે. કર્મ મલનો ઉત્સર્ગ કરે છે. | ઘ્રાણ દેવતા અશ્વિનીકુમાર. તેથી સુગંધ-દુર્ગંધ જણાય. તે વિના ન જણાય. | ગુદા દેવતા મૃત્યુ યમ. તેથી મલનો ઉત્સર્ગ થાય છે. | ગંધ |

ઉત્તર

પશ્ચિમ

કોષ્ટકની ટીકા

આ કોષ્ટકમાં પહેલી. બીજી તથા ત્રીજી પ્રક્રિયામાં પૂર્વથી પશ્ચિમ તરફ ક્રમથી વાંચીને તત્ત્વોનો વિચાર સમજવો ને ચોથી, પાંચમી, છઠ્ઠી તથા સાતમી પ્રક્રિયામાં ઉત્તરથી દક્ષિણ તરફ ક્રમથી વાંચીને તત્ત્વોનો વિચાર સમજવો.

પહેલી પ્રક્રિયા

આકાશનાં–અંતઃકરણપંચક એટલે પાંચ તત્ત્વો છે. તે એ કે અંતઃકરણ. મન, બુદ્ધિ, ચિત્ત અને અહંકાર.

વાયુનાં–પ્રાણ આદિ પાંચ તત્ત્વો છે. તે એ કે વ્યાન, સમાન, ઉદાન, પ્રાણ અને અપાન.

તેજનાં–જ્ઞાનેંદ્રિયપંચક છે. તે એ કે શ્રોત્ર, ત્વચા, ચક્ષુ, જીહ્વા અને ઘ્રાણ.

આપનાં–કર્મેંદ્રિયપંચક છે. તે એ કે વાચા, પાણિ, પાદ, શિશ્ન અને ગુદા.

પૃથ્વીનાં–વિષયપંચક છે. શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગંધ.

એ સર્વે તત્ત્વો તું જાણે છે તે તું નહિ. તે પંચભૂતનાં છે; તેથી તારાં નહિ. તું એ સર્વે તત્ત્વોનો દ્રષ્ટા છે.

## બીજી પ્રક્રિયા

શિષ્ય : હે ગુરુ! એ પચીસ તત્ત્વોનાં નામ તમે કહ્યાં તે મેં જાણ્યાં; પણ તેનું સ્વરૂપ સ્પષ્ટ ઓળખવા સારુ તે તત્ત્વોથી જે જે જ્ઞાન, ક્રિયા વગેરે થાય છે, તે તે કહો.

### અંતઃકરણપંચક

ગુરુ : અંતઃકરણ કહેતાં દેહની અંદર જ્ઞાન, સુખ આદિનું સાધનરૂપ કરણ(ઇંદ્રિય)નું સ્વરૂપ એ છે, કે કંઈ એક કામ કરવાનું પ્રથમ જે સ્ફુરણ થાય છે તે. અને તે અંતઃકરણના દેવતા વિષ્ણુથી સ્ફુરણ થાય છે.

મન કહેતાં જે કામનું સ્ફુરણ થયું છે, તે કામ નિશ્ચય કરી કરવું અથવા ન કરવું, એવો જે સંકલ્પવિકલ્પ થાય છે તે. અને તે મનના દેવતા ચંદ્રમા, તેથી સંકલ્પવિકલ્પ થાય છે.

બુદ્ધિ કહેતાં કરવા ધારેલા કામનો નિશ્ચય કરવો તે. તે બુદ્ધિના દેવતા બ્રહ્મા, તે વડે નિશ્ચય થાય છે.

ચિત્ત કહેતાં આ કામ કેમ કરીએ તો સારું થાય એમ ચિંતવન કરે છે તે. અને ચિત્તના દેવતા નારાયણનું તે સ્મરણ થાય છે.

અહંકાર કહેતાં આ કામ હું કરીશ, એવું જે અભિમાન તે. તેના દેવતા રુદ્ર, તેથી અહંકાર (અભિમાન) થાય છે.

અંતઃકરણસ્વરૂપે તો એક જ છે, પણ તેમાં સંકલ્પવિકલ્પ નિશ્ચય આદિ વૃત્તિઓ જુદીજુદી છે; તેથી મન, બુદ્ધિ આદિ નામ પણ જુદાંજુદાં પડ્યાં છે. જેમ બ્રાહ્મણ એક છે, તે રસોઈ કરતો હોય તો રસોઈયો, ભણાવતો હોય તો પાઠક, જ્યોતિષ જાણતો હોય તો જ્યોતિષી અને નાડી જોતો હોય તો વૈદ્ય કહેવાય છે, તેમ એક અંતઃકરણમાં વૃત્તિભેદથી મન, બુદ્ધિ આદિ જુદાંજુદાં નામ કહ્યાં છે, તે તું નથી તે વિચાર કરી જો.

પ્રાણપંચક

વ્યાન નામે વાયુ શરીરનાં સર્વ સ્થાનમાં રહીને દેહના સર્વ સાંધા વાળવારૂપી કર્મ કરે છે.

સમાન નામે વાયુ નાભિસ્થાનમાં રહે છે અને મનુષ્ય જે અન્ન-જળને ખાય-પીએ છે, તે અન્નાદિક જઠરાગ્નિમાં પાકીને તેના સ્થૂલ, મધ્યમ અને સૂક્ષ્મ એવા ત્રણ ભાગ થાય છે. તેમાં અન્નનો ઘણો સૂક્ષ્મ ભાગ જે થાય છે, તે શરીરમાં હૃદય ઉપર આવીને મન-બુદ્ધિને પુષ્ટ કરે છે. અને જળનો જે સૂક્ષ્મ

ભાગ થાય છે તે પ્રાણને પુષ્ટ કરે છે અને અન્ન તથા જળનો બીજો જે સ્થૂલ ભાગ, મળ તથા મૂત્રરૂપ અસાર થાય છે, તે ગુદા અને લિંગ દ્વારા શરીરમાંથી બહાર નીકળી જાય છે. બાકી રહેલા અન્ન-જળના મધ્યમ રસરૂપી ભાગને સમાનવાયુ નાડી (નસ)દ્વારા આખા શરીરમાં રોમેરોમે પહોંચાડે છે, કે જે રસનાં પરિણામરૂપ રુધિર–માંસ આદિથી આખું શરીર પુષ્ટ થાય છે. બધી તરફ જો અન્ન-જલના રસનો ભાગ બરાબર ન પહોંચતો હોય, તો સર્વ અવયવો પુષ્ટ થાય નહિ. જેમ બગીચામાં માળી હોય છે, તે કુવામાંથી પાણી કાઢીને, ધોરિયા (નીકો)દ્વારા ઠેકાણેઠેકાણે સર્વ વૃક્ષને સરખું પહોંચાડે છે, જેથી વૃક્ષો પ્રફુલ્લિત થાય છે. તેમ સમાન વાયુરૂપી માળી, દેહરૂપી બગીચામાં, અવયવ તથા રોમરૂપી વૃક્ષને અન્ન–જળના રસરૂપી પાણીને, નાડી દ્વારા પહોંચાડીને આખા શરીરને પુષ્ટ કરે છે.

ઉદાન નામે વાયુ કંઠસ્થાનમાં રહે છે, ને મનુષ્ય જે અન્ન–જળ ખાય–પીએ છે. તેના જુદા-જુદા વિભાગ કરે છે અને કંઠમાં 'હિતા' નામે અતિ સૂક્ષ્મ નાડી છે, તેમાં સ્વપ્ન તથા હેડકી દેખાડે છે.

પ્રાણ નામે વાયુ હૃદયસ્થાનમાં રહે છે. તે

રાત્રી–દિવસ મળીને ૨૧૬૦૦ શ્વાસોચ્છ્‌વાસરૂપી કર્મ કરે છે.

અપાન નામે વાયુ ગુદાસ્થાનમાં રહીને મળનો ત્યાગ કરે છે.

ઉપર કહ્યા પ્રમાણે જુદીજુદી ક્રિયા પાંચ વાયુઓની છે; તેથી તે ક્રિયા આત્માની નથી. તું એ સર્વનો સાક્ષી છે.

### જ્ઞાનેંદ્રિયપંચક

શ્રોત્ર(કાન) ઇંદ્રિય, તેના દેવતા દિશા છે, તેથી શબ્દ સાંભળે છે, તે વિના બહેરો શબ્દ સાંભળે નહિ.

ત્વચા ઇંદ્રિય, તેના દેવતા વાયુ છે, તેથી શીત, ઉષ્ણ, કોમળ અને કઠિન સ્પર્શ જણાય છે.

ચક્ષુ ઇંદ્રિય, તેના દેવતા સૂર્ય છે, તેથી નાના પ્રકારનાં રૂપ જુએ છે. તે વિના અંધ કહેવાય.

જિહ્વા ઇંદ્રિય, તેના દેવતા વરુણ છે, તેથી ખારા, ખાટા, મીઠા વગેરે સ્વાદ જણાય છે. તે વિના ન જણાય.

ઘ્રાણ ઇંદ્રિય, તેના દેવતા અશ્વિનીકુમાર છે, તેથી સુગંધ, દુર્ગંધ વગેરે ગંધ જણાય છે. તે વિના ન જણાય.

એ પાંચ જ્ઞાનેંદ્રિયોને તું જાણે છે, તેથી તે તું નહિ, તું તેઓનો સાક્ષી છે.

### કર્મેંદ્રિયપંચક

વાચા(વાણી) ઇંદ્રિય, તેના દેવતા અગ્નિ છે, તેથી શબ્દ બોલાય છે. તે વિના મૂંગો (બોલી ન શકે).

પાણિ(હાથ) ઇંદ્રિય, તેના દેવતા ઇંદ્ર છે, તેથી પદાર્થને લે છે–દે છે. તે વિના ન થાય.

પાદ ઇંદ્રિય, તેના દેવતા ઉપેંદ્ર(વિષ્ણુ) છે, તેથી જવા–આવવારૂપી ક્રિયા થાય છે. તે વિના પાંગળો.

શિશ્ન(ઉપસ્થ) ઇંદ્રિય, તેના દેવતા પ્રજાપતિ છે, તેથી મૂત્ર અને રતિભોગ થાય છે. તે વિના નપુંસક.

ગુદા ઇંદ્રિય, તેના દેવતા મૃત્યુ(યમ) છે, તેથી મળનો ત્યાગ થાય છે.

એ પાંચ કર્મેંદ્રિયોને તું જાણે છે, તેથી તું તે નહિ. તું તેઓનો સાક્ષી છે.

### વિષયપંચક

શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગંધ એ પાંચ વિષય છે; તેથી પણ આત્મા ભિન્ન છે. તે વિષયરૂપ નથી એમ જાણવું. અને એ પાંચ વિષયોમાં જો

પુરુષ આસક્ત થાય છે, તો તેને બંધન થાય છે. તે માટે તેઓનો ત્યાગ કરવો.

કેમ કે એક એક વિષયમાં આસક્ત થઈને એક એક જંતુ નાશ પામે છે, ત્યારે એક મનુષ્ય જો એ પાંચે વિષયમાં આસક્ત થાય, તો તેનો નાશ કેમ ન થાય?

શિષ્ય : કયા કયા વિષયમાં આસક્ત થયાથી કયાં કયાં જંતુઓનો નાશ થાય છે, તે કૃપા કરી કહો.

ગુરુ : શબ્દવિષયમાં હરણ મરણ પામે છે. જેમ કોઈ હિંસા કરવાવાળો પારધી વનમાં ગાયન કરતો હોય, તેના નાદમાં આસક્ત થઈ હરણ નજીક આવી તે રાગને સાંભળે છે; કે તરત પારધી દગાથી હરણને મારે છે. એ રીતે શબ્દવિષયમાં આસક્તિથી હરણનો નાશ થાય છે.

સ્પર્શવિષયમાં હાથી મરણ પામે છે. જે દેશમાં હાથીઓ ઘણા હોય છે, તે દેશમાં તે હાથીના દાંતને લેવા માટે જંગલી લોકો જંગલમાં મોટા ખાડા કરે છે, ને તે ખાડા ન દેખાય, તે માટે ઉપર લાંબા વાંસો નાંખી ઘાસ પાથરી જમીન બરોબર કરી રાખે છે. ખાડાની જે તરફથી હાથીઓનું ટોળું આવતું હોય, તેની સામી બાજુ લાકડાની

એક હાથણી રંગ દઈ તૈયાર કરી મૂકે છે. તે જોઈ પેલા દૂરથી આવતા હાથીઓમાંનો કોઈ હાથી, એ ખરી હાથણી છે, એવું ધારીને તે હાથણીને સ્પર્શ કરવા જેવો દોડે છે, તેવો જ તે ખાડામાં પડી મૃત્યુ પામે છે.

રૂપવિષયના સેવનથી પતંગિયાનો નાશ થાય છે, તે પ્રકટ જોવામાં આવે છે; કેમ કે પતંગિયું દીવાનું રૂપ જોઈ, તેમાં પડી મરે છે.

રસવિષયથી માછલાંનો નાશ થાય છે. તે એ રીતે, કે મચ્છીમાર માછલાં મારવાનો લોઢાનો કાંટો દોરીને છેડે બાંધી તે પર ખાવાની જણસ લગાડી પાણીમાં નાંખે છે, ત્યારે માછલું તે ખાવાના રસની લાલચથી જેવું કાંટામાં મોઢું ઘાલે છે તેવું જ તેમાં ભરાઈને મરે છે, તેથી એ રસવિષય પણ દુઃખનો હેતુ છે.

ગંધવિષયથી ભ્રમર મરણ પામે છે. તે એ રીતે કે, ખીલેલા વિકસિત કમલ ઉપર દિવસે ભ્રમર સુગંધની લાલચથી બેસી રહે છે, સાંજ પડે છે, ત્યારે કમલ બિડાઈ જાય છે; તથાપિ તે ગંધના લોભથી બહાર નીકળતો નથી. તેવામાં હાથી આવી તે કમલને ખાઈ જાય છે, જેથી ભ્રમર પણ કમલ સાથે મરણ પામે છે, તેથી ગંધવિષય પણ દુઃખનો

હેતુ છે; માટે એ પાંચ વિષયોમાં દોષદષ્ટિ કરી તેઓનો ત્યાગ કરવો.

ત્રીજી પ્રક્રિયા

હવે અંતઃકરણપંચકમાં અને જ્ઞાનેંદ્રિયપંચકમાં તથા કર્મેંદ્રિયપંચકમાં અધ્યાત્મ, અધિભૂત ને અધિદૈવ એવી ત્રિપુટી છે, તેથી ક્રિયા થાય છે, તેને તું જાણે છે, માટે તે તું નથી. તું એનો સાક્ષી છે.

શિષ્ય : હે મહારાજ ! તમે કહ્યું, કે અંતઃકરણાદિકમાં અધ્યાત્મ, અધિભૂત અને અધિદૈવ એ ત્રિપુટીથી ક્રિયા થાય છે, પણ તે અધ્યાત્મ આદિ કોને કહેવાય તે કહો.

ગુરુ : પાંચ અંતઃકરણની ત્રિપુટી નીચેના કોષ્ટક પ્રમાણે સમજવી:

અંતઃકરણની ત્રિપુટીનું કોષ્ટક

| અધ્યાત્મ | અધિભૂત | અધિદૈવ |
|---|---|---|
| અંતઃકરણ | સ્ફુરણ | વિષ્ણુ |
| મન | સંકલ્પવિકલ્પ | ચંદ્રમા |
| બુદ્ધિ | નિશ્ચય | બ્રહ્મા |
| ચિત્ત | ચિંતન | નારાયણ |
| અહંકાર | અભિમાન | રુદ્ર |

અંતઃકરણ અધ્યાત્મ, સ્ફુરણ અધિભૂત અને વિષ્ણુ અધિદૈવ; એ ત્રણથી ક્રિયા થાય છે. એ ત્રણમાં એક પણ ન્યૂન હોય તો ક્રિયા ન થાય. તેમ જ મન અધ્યાત્મ, સંકલ્પવિકલ્પ અધિભૂત, ચંદ્રમા અધિદૈવ; એ ત્રણથી સંકલ્પરૂપી ક્રિયા થાય છે. એ રીતે બુદ્ધિ, ચિત્ત અને અહંકાર એની ત્રિપુટી જાણવી. તે ત્રિપુટીને તું જાણે છે તેથી તે તું નહિ, તું તેનો સાક્ષી છે.

પાંચ જ્ઞાનેંદ્રિયોની ત્રિપુટીની સમજણ

| અધ્યાત્મ | અધિભૂત | અધિદૈવ |
|---|---|---|
| શ્રોત્ર | શબ્દ | દિશા |
| ત્વચા | સ્પર્શ | વાયુ |
| ચક્ષુ | રૂપ | સૂર્ય |
| જિહ્વા | રસ | વરુણ |
| ઘ્રાણ | ગંધ | અશ્વિનીકુમાર |

શ્રોત્ર અધ્યાત્મ, શબ્દ અધિભૂત અને દિશા અધિદૈવ; એ ત્રિપુટીથી (એ ત્રણ મળીને) સાંભળવા-રૂપી ક્રિયા થાય છે. તેમાં એક પણ ન્યૂન હોય તો ક્રિયા ન થાય; જેમ કે ચક્ષુ અધ્યાત્મ છે, રૂપ અધિભૂત પણ છે; પરંતુ અધિદૈવ સૂર્ય ન હોય, તો દેખાય નહિ. સૂર્ય તથા રૂપ હોય અને ચક્ષુ ન હોય તો પણ દેખાય નહિ. અને સૂર્ય તથા

ચક્ષુ હોય ને રૂપ ન હોય, તોપણ દેખાય નહિ. એ રીતે બાકી જ્ઞાનેંદ્રિયોની ત્રિપુટી જાણવી. તે ત્રિપુટીને તું જાણે છે તેથી તે તું નહિ. ક્રિયા એની છે; માટે તારી નહિ. તું એનો સાક્ષી છે.

પાંચ કર્મેંદ્રિયોની ત્રિપુટીની સમજણ

| અધ્યાત્મ | અધિભૂત | અધિદૈવ |
|---|---|---|
| વાચા | વચન (બોલવું) | અગ્નિ |
| પાણિ | આદાન (લેવુંદેવું) | ઇંદ્ર |
| પાદ | ગમન (જવુંઆવવું) | ઉપેંદ્ર |
| શિશ્ન | આનંદ (રતિભોગ) | પ્રજાપતિ |
| ગુદા | વિસર્ગ (મળત્યાગ) | યમ |

વાચા ઇંદ્રિય અધ્યાત્મ, વચન અધિભૂત અને અગ્નિ અધિદૈવ; એ ત્રિપુટીથી જ શબ્દ બોલવારૂપી ક્રિયા થાય છે. તે ત્રણ મધ્યે એક પણ ન્યૂન હોય, તો ક્રિયા થઈ શકે નહિ. એ રીતે સર્વ કર્મેંદ્રિયોની ત્રિપુટી જાણવી. તે ત્રિપુટીને તું જાણે છે તેથી તે તું નહિ. ક્રિયા એનાથી થાય છે; માટે તે ક્રિયા તારી નહિ. તું એનો સાક્ષી છે.

ચોથી પ્રક્રિયા

પ્રથમ જે અંતઃકરણ આદિ પચીસ તત્ત્વો કહ્યાં

તે બધાં તત્ત્વો પંચમહાભૂતના સાત્ત્વિક, રાજસ તથા તામસ ભાગમાંથી થયાં છે; તેથી તે પંચમહાભૂતનાં કાર્ય જાણવાં. તું એનો દ્રષ્ટા સાક્ષી છે.

શિષ્ય : હે ગુરુ! એ પચીસ તત્ત્વો માંહેલાં કયાં કયાં તત્ત્વો, કયા કયા ભૂતના સાત્ત્વિક, રાજસ તથા તામસ ભાગમાંથી પેદા થયાં છે તે કહો.

ગુરુ : પંચભૂતના સાત્ત્વિક ભાગમાંથી પાંચ અંતઃકરણ તથા પાંચ જ્ઞાનેંદ્રિયો થયેલ છે અને તે ભૂતોના રાજસ ભાગમાંથી પાંચ પ્રાણ તથા પાંચ કર્મેંદ્રિયો થયેલ છે તથા તામસ ભાગમાંથી પાંચ વિષયો થયા છે.

શિષ્ય : તમે આકાશ આદિ પંચભૂતોના સાત્ત્વિક વગેરે ભાગમાંથી પચીસ તત્ત્વોની ઉત્પત્તિ કહી; પણ એક એક ભૂતના એક એક સાત્ત્વિક, રાજસ તથા તામસ ભાગમાંથી જે જે તત્ત્વો ઉત્પન્ન થયાં છે, તે તે જુદાંજુદાં સ્પષ્ટ સમજાય તે રીતે કૃપા કરી કહો.

ગુરુ : પંચભૂતના સાત્ત્વિક, રાજસ તથા તામસ ભાગમાંથી થયેલાં જુદાંજુદાં તત્ત્વોને સમજવા સારુ આ કોષ્ટક લખ્યું છે.

પંચભૂતનાં તત્ત્વોનું કોષ્ટક

| પંચભૂત | સાત્ત્વિક ભાગમાંથી | | રાજસ ભાગમાંથી | | તામસ ભાગમાંથી |
|---|---|---|---|---|---|
| | પાંચ અંતઃકરણ | પાંચ જ્ઞાનેંદ્રિયો | પાંચ વાયુ | પાંચ કર્મેંદ્રિયો | પાંચ વિષયો |
| આકાશનાં | અંતઃકરણ | શ્રોત્ર | વ્યાન | વાચા | શબ્દ |
| વાયુનાં | મન | ત્વચા | સમાન | પાદ | સ્પર્શ |
| તેજનાં | બુદ્ધિ | ચક્ષુ | ઉદાન | પાણિ | રૂપ |
| આપનાં | ચિત્ત | જીહ્વા | પ્રાણ | શિશ્ન | રસ |
| પૃથ્વીનાં | અહંકાર | ઘ્રાણ | અપાન | ગુદા | ગંધ |

આકાશના સાત્ત્વિક ભાગમાંથી અંતઃકરણ તથા શ્રોત્ર ઇંદ્રિય થયેલ છે, ને આકાશના રાજસ ભાગમાંથી વ્યાન વાયુ તથા વાચા ઇંદ્રિય થયેલ છે; અને તામસ ભાગમાંથી શબ્દવિષય થયો છે. એ જ પ્રમાણે વાયુ આદિ ચાર ભૂતોના સાત્ત્વિક આદિ ભાગમાંથી મન, ત્વચા આદિ તત્ત્વો ઉત્પન્ન થયાં છે એમ સમજવું.

શિષ્ય : પાંચ અંતઃકરણ તથા પાંચ જ્ઞાનેંદ્રિય પંચભૂતના સાત્ત્વિક ભાગમાંથી થયેલ છે, એમ તમે કહ્યું તેમાં હેતુ શો, તે કહો.

ગુરુ : જેમ ગીતામાં કહ્યું છે, કે ' સત્ત્વાત્સંજાયતે જ્ઞાનં ' કહેતાં સત્ત્વગુણથી જ્ઞાન થાય છે, તેમ અંતઃકરણ, મન, બુદ્ધિ વગેરેથી સુખદુઃખનું જ્ઞાન થાય છે; અને શ્રોત્ર, ત્વચા, ચક્ષુ વગેરે પાંચ જ્ઞાનેં-

દ્રિયોથી શબ્દ, સ્પર્શ, રૂપ વગેરેનું જ્ઞાન થાય છે; માટે તે સાત્ત્વિક ભાગમાંથી થયેલા છે એમ જાણવું.

શિષ્ય : પાંચ પ્રાણ તથા પાંચ કર્મેંદ્રિયો, પંચભૂતોના રાજસ ભાગમાંથી થયેલ છે, તેમાં હેતુ શો છે તે કહો.

ગુરુ : જેમ રજોગુણથી ક્રિયા થાય છે, તેમ જ પાંચ પ્રાણ તથા પાંચ કર્મેંદ્રિયોથી પણ પ્રસિદ્ધ ક્રિયા થાય છે; તેથી રાજસ ભાગમાંથી થયેલ છે એમ જાણવું.

શિષ્ય : પાંચ વિષયો તામસ ભાગમાંથી થાય છે, તેનું કારણ શું તે કહો.

ગુરુ : પાંચ વિષયોમાં જ્ઞાન નથી. કેવલ જડરૂપ છે; તેથી તામસ ભાગમાંથી થયા એમ કહ્યું. એ સર્વ તત્ત્વો તું જાણે છે, તેથી તે તું નહિ. તે સર્વ પંચભૂતનાં છે, તેથી તારાં નહિ. તું અકર્તા, અભોક્તા, એઓનો સાક્ષી આત્મા છે.

### પાંચમી પ્રક્રિયા

શિષ્ય : હે મહારાજ! તમે મારા આત્માને અકર્તા, અભોક્તા સાક્ષી છે એમ કહ્યું; ત્યારે આ દેહમાં કર્તા કોણ છે તથા સુખદુઃખનો ભોક્તા કોણ છે અને કયાં કયાં સાધનોથી ભોગવે છે, તે સ્પષ્ટ સમજાય તે રીતે કૃપા કરી કહો.

ગુરુ : આ દેહમાં પાંચ અંતઃકરણ કર્તા–ભોક્તા છે, પાંચ પ્રાણ કર્તા–ભોક્તાનાં વાહન છે, પાંચ જ્ઞાનેંદ્રિયો તેઓનાં દ્વાર છે, પાંચ વિષય તેઓના ભોગ છે અને પાંચ કર્મેંદ્રિય તેઓના સેવક છે અને તું એ સર્વને જાણવાવાળો અકર્તા, અભોક્તા, અસંગ આત્મા છે.

શિષ્ય : હે સ્વામી ! સાધારણ રીતે તમે અંતઃકરણપંચક, કર્તા–ભોક્તા, તથા પ્રાણપંચક તેનાં વાહન, જ્ઞાનેંદ્રિયપંચક તેનાં દ્વાર તથા વિષયપંચક તેના ભોગ અને કર્મેંદ્રિયપંચક સેવક એ રીતે કહ્યું; પણ તે પાંચે તત્ત્વોના કોણ કોણ કર્તા–ભોક્તા, કયા કયા વાહન ઉપર બેસીને, કયા કયા દ્વારમાં આવીને, કયા કયા ભોગને ભોગવે છે અને કયા કયા સેવક સેવા કરે છે, તે ભિન્નભિન્ન રીતે વિસ્તારીને મને સમજાય તેમ કહો.

ગુરુ: આકાશનું અંતઃકરણ કર્તા–ભોક્તા, વ્યાન વાહન ઉપર બેસીને, શ્રોત્ર દ્વારમાં આવી શબ્દવિષયરૂપી ભોગ ભોગવે છે; એટલે કાનથી અનુકૂલ અથવા પ્રતિકૂલ શબ્દ સાંભળવાથી અંતઃકરણમાં સુખદુઃખરૂપી ભોગ થાય છે. અને વાચા સેવક તેની સેવા કરે છે; તેથી અંતઃકરણ કર્તા–ભોક્તા છે અને તું આત્મા તેનો જાણવાવાળો છે.

વાયુનું મન કર્તા–ભોક્તા, સમાન વાહન ઉપર બેસીને, ત્વચાદ્વારમાં આવી, સ્પર્શવિષયને ભોગવે છે અને પાણી સેવક સેવા કરે છે એટલે ત્વચાને ટાઢ લાગે તો હાથ વસ્ત્ર ઓઢાડે છે, પરસેવો થતો હોય તો પંખો ચલાવે છે, એ વગેરે સેવા કરે છે. ત્વચા ઉપર કોમલ ચંદન આદિ અનુકૂલ સ્પર્શથી તથા કઠણ અથવા ઉષ્ણ વગેરે પ્રતિકૂલ સ્પર્શથી સુખ તથા દુઃખ મનમાં થાય છે; તેથી સુખદુઃખનું ભોક્તા મન છે, તેનો તું જાણવાવાળો આત્મા સુખી-દુઃખી નથી.

તેજની બુદ્ધિ કર્તા–ભોક્તા, ઉદાન વાહન ઉપર બેસીને, ચક્ષુદ્વારમાં આવી, રૂપવિષયને ગ્રહણ કરે છે અને પાદ સેવક તે રૂપ જોવા લઈ જાય છે; એટલે ચક્ષુથી પ્રિયઅપ્રિય પદાર્થો દેખવાથી બુદ્ધિ સુખ–દુઃખની ભોક્તા થાય છે, પણ તું તેનો દ્રષ્ટા અભોક્તા છે.

આપનું ચિત્ત કર્તા–ભોક્તા પ્રાણ વાહન ઉપર બેસીને, જિહ્વા દ્વારમાં આવી, રસવિષયને ભોગવે છે અને શિશ્ન સેવક રસનો ત્યાગ કરે છે; એટલે જિહ્વાથી મધુર આદિ અનુકૂલ(પ્રિય) રસ તથા કટુ(કડવા) આદિ અનુકૂલ રસ ચાખવાથી ચિત્ત સુખ–દુઃખનું ભોક્તા થાય છે; પણ તું તેનો દ્રષ્ટા

અભોક્તા છે.

પૃથ્વીનો અહંકાર કર્તા-ભોક્તા, અપાન વાહન ઉપર બેસીને, ઘ્રાણ દ્વારમાં આવી, ગંધ વિષયને ભોગવે છે અને ગુદા સેવક મળનો ત્યાગ કરે છે; એટલે ઘ્રાણથી પુષ્પ, અત્તર આદિ અનુકૂલ સુગંધીને અને પ્રતિકૂલ દુર્ગંધીને ગ્રહણ કરવાથી અહંકાર સુખદુઃખનો ભોક્તા છે. તું એનો જાણનારો અભોક્તા છે. તારા આત્મામાં સુખદુઃખ નથી. એ રીતે કર્તા-ભોક્તાની પ્રક્રિયાનું નિરૂપણ કરીને, હવે બીજા પ્રકારથી આકાશ આદિ પાંચ મહાભૂતનાં એકએકનાં પાંચ પાંચ તત્ત્વોને કહી બતાવે છે.

### છઠ્ઠી પ્રક્રિયા

ગુરુ: આકાશનાં અંતઃકરણ, વ્યાન, શ્રોત્ર, વાચા અને શબ્દ, એ પાંચ તત્ત્વો છે.

શિષ્ય: એ પાંચ તત્ત્વ આકાશનાં કહ્યાં, તેમાં હેતુ શો છે, તે કહો.

ગુરુ: સ્ફુરણરૂપ અંતઃકરણ હૃદયાકાશમાંથી ઉત્પન્ન થાય છે અને ત્યાં જ લય થાય છે, તેથી આકાશનું છે. વ્યાન, સર્વ અંગમાં આકાશની પેઠે વ્યાપી રહ્યો છે; માટે આકાશનો. શ્રોત્ર ઇંદ્રિય, આકાશનો ગુણ શબ્દ છે તે સાંભળે છે; માટે

આકાશની. વાચા ઇંદ્રિય, આકાશનો ગુણ શબ્દ છે તેનો ઉચ્ચાર કરે છે; તેથી આકાશની અને શબ્દ તો આકાશનો જ ગુણ છે એ પ્રસિદ્ધ છે.

વાયુનાં મન, સમાન, ત્વચા, પાણિ અને સ્પર્શ એ પાંચ તત્ત્વો છે.

શિષ્ય : એ પાંચ તત્ત્વો વાયુનાં જ છે; એમાં હેતુ શો છે, તે કહો.

ગુરુ : મન વાયુની પેઠે ચંચલ છે, તેથી વાયુનું જાણવું. સમાન પોતે વાયુરૂપ છે. ત્વચા ઇંદ્રિય, વાયુનો ગુણ સ્પર્શ છે તેને જાણે છે માટે વાયુની છે. પાણિ ઇંદ્રિયથી વાયુનો ગુણ જે સ્પર્શ તે થાય છે, માટે વાયુની છે. સ્પર્શ, વાયુનો જ ગુણ છે, માટે વાયુનો છે. તું એ સર્વનો સાક્ષી છે.

તેજનાં બુદ્ધિ, ઉદાન, ચક્ષુ, પાદ અને રૂપ એ પાંચ તત્ત્વો છે.

શિષ્ય : એ પાંચ તત્ત્વો તેજનાં છે, તેમાં હેતુ શો છે, તે કહો.

ગુરુ : બુદ્ધિ પ્રકાશવાળી તેજોમય છે, માટે તેજની છે. ઉદાન વાયુ કંઠમાં અન્નજલનો વિભાગ કરીને તેને જઠરાગ્નિમાં પહોંચાડે છે, માટે તેજનો છે. ચક્ષુ ઇંદ્રિય, તેજનો ગુણ રૂપ છે તેને જુએ છે,

માટે તેજની છે. પાદ ઇંદ્રિયમાં વિશેષે કરીને ઉષ્ણતા રહે છે ને તેજનો ગુણ રૂપ તેને જોવા લઈ જાય છે, માટે તેજની છે અને રૂપ તો તેજનો ગુણ છે; તેથી એ પાંચ તત્ત્વો તેજનાં છે. તું એ સર્વનો સાક્ષી છે.

આપનાં ચિત્ત, પ્રાણ, જિહ્વા, શિશ્ન અને રસ, એ પાંચ તત્ત્વો છે.

શિષ્ય : એ પાંચ તત્ત્વો જલનાં છે, એમ શાથી જણાય, તે કહો.

ગુરુ : ચિત્ત જલની પેઠે દ્રવીભૂત થાય છે, માટે જલનું છે. પ્રાણવાયુ જલ વગર રહેતો નથી, તેથી જલનો છે અને શ્રુતિમાં પણ કહ્યું છે, કે 'જલમય પ્રાણ છે.' જિહ્વા ઇંદ્રિય, જલનો ગુણ રસ છે તેને ગ્રહણ કરે છે અને સદાકાળ ભીની રહે છે, તેથી જલની છે. શિશ્ન ઇંદ્રિય મૂત્રરૂપ જલનો ત્યાગ કરે છે, માટે જલની છે અને રસ જલનો ગુણ છે. તું એ સર્વને જાણવાવાળો સાક્ષી છે.

પૃથ્વીનાં અહંકાર, અપાન, ઘ્રાણ, ગુદા અને ગંધ એ પાંચ તત્ત્વો છે.

શિષ્ય : એ પાંચ તત્ત્વો પૃથ્વીનાં છે એમ કેમ

નિશ્ચય થાય, તે કહો.

ગુરુ: અહંકાર પૃથ્વીની પેઠે ભારે તથા જડ છે, માટે પૃથ્વીનો છે. અપાન વાયુ, પૃથ્વીનો ભાગ મળ તેને ગુદાદ્વારથી બહાર કાઢે છે, માટે પૃથ્વીનો છે. ઘ્રાણ ઇંદ્રિય, પૃથ્વીનો ગુણ ગંધ છે તેને જાણે છે, માટે પૃથ્વીની છે. ગુદા ઇંદ્રિય, પૃથ્વીનો ભાગ મળ છે તેનો ત્યાગ કરે છે, માટે પૃથ્વીની છે. ગંધ ગુણ પૃથ્વીનો છે, એ તો પ્રસિદ્ધ છે.

એ રીતે પાંચ ભૂતોનાં પચીસ તત્ત્વોનો સાક્ષી (જાણવાવાળો) તું આત્મા છે, તેથી તે તત્ત્વો તું નહિ અને તારાં પણ નહિ. તું તેથી જુદો છે.

### સાતમી પ્રક્રિયા

શિષ્ય: હે ગુરુ! પહેલી પ્રક્રિયામાં આકાશનાં પાંચ અંતઃકરણ, વાયુના પાંચ પ્રાણ, તેજની પાંચ જ્ઞાનેંદ્રિય, આપની પાંચ કર્મેંદ્રિય અને પૃથ્વીના પાંચ વિષય, એ રીતે કહ્યું. અને હમણાં ઉપર કહેલી છઠ્ઠી પ્રક્રિયામાં પહેલી પ્રક્રિયાથી જુદી રીતે કહ્યું. જેમ કે—

આકાશનાં—અંતઃકરણ, વ્યાન, શ્રોત્ર, વાચા અને શબ્દ.

વાયુનાં—મન, સમાન, ત્વચા, પાણી અને સ્પર્શ.

તેજનાં—બુદ્ધિ, ઉદાન, ચક્ષુ, પાદ અને રૂપ.

આપનાં—ચિત્ત, પ્રાણ, જિહ્વા, શિશ્ન અને રસ.

પૃથ્વીનાં—અહંકાર, અપાન, ઘ્રાણ, ગુદા અને ગંધ. એ રીતે કહ્યું, તેનું શું કારણ તે કહો.

ગુરુ: જો કે મુખ્યત્વે કરીને અપંચીકૃત પંચભૂતમાંથી સત્તર તત્ત્વોનો સૂક્ષ્મ દેહ ઉત્પન્ન થયો છે, એમ વેદાંતના પ્રકરણગ્રંથોમાં કહ્યું છે; તથાપિ મુમુક્ષુને સ્થૂલ રીતે ભિન્નભિન્ન પ્રક્રિયાથી સર્વ તત્ત્વોને વિસ્તારથી સમજવા સારુ આ પંચીકરણના સૂક્ષ્મ દેહના કોષ્ટકમાં સૂક્ષ્મ દેહનાં પચીસ તત્ત્વોનું નિરૂપણ કર્યું છે. અને તેમાં આકાશનાં તત્ત્વોને વાયુ આદિ ભૂતોમાં મળવાથી ને વાયુ આદિનાં તત્ત્વોને આકાશ આદિ ભૂતોમાં મળવાથી પહેલી તથા છઠ્ઠી પ્રક્રિયામાં જુદાજુદા પ્રકારે નિરૂપણ કર્યું છે. પણ તેમાં સમજવાનું એટલું જ છે કે ભિન્નભિન્ન પ્રકારે નિરૂપણ કરેલાં તે તત્ત્વો સર્વ ભૌતિક હોવાથી અનાત્મારૂપ દૃશ્ય છે ને આત્મા તેથી ભિન્ન છે.

### આઠમી પ્રક્રિયા

શિષ્ય: સૂક્ષ્મ દેહમાં જે આ, પચીસ તત્ત્વો તમે કહ્યાં તેટલાં જ છે કે તેથી વધારે છે, કે ઓછાં

છે, તે કહો.

ગુરુ : વેદાંતશાસ્ત્રમાં ઘણે ઠેકાણે પાંચ જ્ઞાનેંદ્રિય, પાંચ કર્મેંદ્રિય, પાંચ પ્રાણ, મન અને બુદ્ધિ મળીને સત્તર તત્ત્વોનો સૂક્ષ્મ દેહ કહ્યો છે. કોઈ ઠેકાણે મન અને બુદ્ધિ એકઠાં કહ્યાથી સોળ તત્ત્વો કહ્યાં છે. કોઈ ઠેકાણે ઉપલાં સત્તર તત્ત્વો અને ચિત્ત તથા અહંકાર એ બે વધારે કહીને ઓગણીસ તત્ત્વો કહ્યાં છે અને કોઈ ઠેકાણે અષ્ટપુરીમાં સત્તાવીશ તત્ત્વોના સૂક્ષ્મ દેહનું વર્ણન કર્યું છે.

શિષ્ય : અષ્ટપુરીમાં સત્તાવીસ તત્ત્વોનો સૂક્ષ્મ દેહ તમે કહ્યો, પણ તે અષ્ટપુરી કોને કહેવાય તે કહો.

ગુરુ : પાંચ જ્ઞાનેંદ્રિયનું એક પુર, પાંચ કર્મેંદ્રિયનું બીજું પુર, ચાર અંતઃકરણનું ત્રીજું પુર, પાંચ પ્રાણનું ચોથું પુર, પંચમહાભૂતનું પાંચમું પુર, અવિદ્યા છઠ્ઠું પુર, કામ સાતમું પુર અને કર્મ એ આઠમું પુર છે. એ આઠ પુર મળીને સત્તાવીસ તત્ત્વો થાય છે. તે સર્વ તત્ત્વોનો તું દ્રષ્ટા છે ને તે તત્ત્વો દૃશ્ય, જડ, વિકારી અને અનાત્મા છે.

શિષ્ય : હે મહારાજ ! એ રીતે જુદાંજુદાં તત્ત્વોનું નિરૂપણ કર્યું છે, ત્યારે મારે કેટલાં માનવાં ? વળી

દેહ એક ને તેનાં તત્ત્વોની ગણતરી જુદીજુદી કહી તેનું કારણ શું ?

ગુરુ: હે ભાઈ! તને જે પ્રક્રિયાથી આત્મા અસંગ, અજર, અમર, અક્રિય, સચ્ચિદાનંદસ્વરૂપ, સમજવામાં આવે, તે સર્વ પ્રક્રિયા માનવી. કોઈ ઠેકાણે કાર્ય–કારણની એકતાથી થોડાં તત્ત્વો કહ્યાં છે અને કોઈ જગ્યા પર કાર્ય તથા કારણને જુદાંજુદાં વર્ણન કરી વધારે તત્ત્વો કહ્યાં છે; પણ તે બધાં તત્ત્વો દૃશ્ય અનાત્મા, પરિણામી અને જડ છે; તેથી તેનો ત્યાગ કરવો ને તેનાથી જુદો જે આત્મા તે દ્રષ્ટા પરિણામરહિત ચૈતન્યરૂપ છે, તેનો અપરોક્ષ રીતે દૃઢ નિશ્ચય કરવો.

### નવમી પ્રક્રિયા

ગુરુ: હે શિષ્ય! જેમ સ્થૂલ દેહ અન્નમય કોશરૂપ છે અને તેનાથી તું આત્મા જુદો છે, તેમ જ આ સૂક્ષ્મ દેહમાં પણ પ્રાણમય, મનોમય અને વિજ્ઞાનમય, એવા ત્રણ કોશ છે. એ ત્રણ કોશથી પણ તું જુદો, અર્થાત્ કોશાતીત છે.

શિષ્ય: હે ગુરુ! એ ત્રણ કોશનાં રૂપ ભિન્નભિન્ન કરીને બતાવો.

ગુરુ: પાંચ પ્રાણ તથા પાંચ કર્મેંદ્રિયો, એ

દશ મળીને પ્રાણમય કોશ સમજવો; અથવા પાંચ પ્રાણ અને પાંચ ઉપપ્રાણ મળીને પણ પ્રાણમય કોશ સમજવો.

શિષ્ય: પાંચ પ્રાણ તો હું જાણું છું, પણ પાંચ ઉપપ્રાણ તમે કહ્યા તેમને હું જાણતો નથી; માટે તેમનાં નામ કહો. અને તેમનાથી શી શી ક્રિયા થાય છે તે કહો.

ગુરુ: નાગ, કૂર્મ, કૃકલ, દેવદત્ત અને ધનંજય એ પાંચ ઉપપ્રાણ છે અને દરેકથી જુદીજુદી ક્રિયા થાય છે, તે આ રીતે:

નાગથી ઉદ્દગાર (ઓડકાર) થાય છે.

કૂર્મથી આંખ મિચાય છે અને ઉઘાડાય છે.

કૃકલથી છીંક થાય છે.

દેવદત્તથી બગાસું આવે છે.

ધનંજય વાયુ આખા શરીરમાં રહીને શરીરને પુષ્ટ કરે છે. અને શબમાં (મુડદામાં) રહીને તેને ફુલાવે છે. એ દશ વાયુ પ્રાણરૂપ છે, માટે તેનું પ્રાણમય એવું નામ કહ્યું અને એ પ્રાણમય આત્માને ઢાંકે છે; માટે તેની કોશ એવી સંજ્ઞા કહી. જેમ મ્યાન તલવારને ઢાંકે છે, તેથી તે મ્યાનનું નામ કોશ કહેવાય છે. ઉપર કહેલા તે પ્રાણમય કોશનો

તું દ્રષ્ટા તે કોશથી જુદો છે. તે પ્રાણમય કોશની અંદર મનોમય કોશ છે. પાંચ જ્ઞાનેંદ્રિયો અને એક મન, એ છ મળીને મનોમય કોશ કહેવાય છે. તેનાથી પણ તું જુદો સાક્ષી આત્મા છે. તે માટે તે દશ્યરૂપ એવો મનોમય કોશ તે તું નહિ. તું એનો દ્રષ્ટા છે; તેમજ તે મનોમય કોશની અંદર વિજ્ઞાનમય કોશ છે. તે પાંચ જ્ઞાનેંદ્રિયો અને એક બુદ્ધિ, એ છ મળીને વિજ્ઞાનમય કોશ એમ કહ્યો છે. તેને પણ તું જાણવાવાળો આત્મા છે. એ રીતે સૂક્ષ્મ દેહમાં ત્રણ કોશ રહ્યા છે, તે તું નહિ. તું કોશત્રયથી ભિન્ન છે, એ પ્રમાણે કોશત્રયરૂપ સૂક્ષ્મ દેહ જ્યારે તું નહિ, ત્યારે તું કર્તા-ભોક્તા નહિ ને સુખદુઃખ પણ તારામાં નથી, અંતઃકરણમાં છે. સાંભળવું, જોવું આદિ પાંચ જ્ઞાનેંદ્રિયોના ધર્મ છે. બોલવું, લેવું, દેવું ઇત્યાદિ કર્મેંદ્રિયોના ધર્મ છે. ક્ષુધા, તૃષા આદિ પ્રાણના ધર્મ છે. એ સર્વે તારામાં નથી ને તું એ ત્રણ કોશથી જુદો અસંગ સાક્ષી આત્મા છે.

એ રીતે સૂક્ષ્મ દેહના કોષ્ટકમાં જે નવ પ્રક્રિયા નિરૂપણ કરી, તે પ્રક્રિયાનું વિવેચન બ્રહ્મનિષ્ઠ સદ્ગુરુના ઉપદેશથી સમજીને તે સૂક્ષ્મદેહથી વિલક્ષણ હું સદ્રૂપ, ચિદ્રૂપ, આનંદરૂપ, અકર્તા, અભોક્તા,

અસંગ, આત્મા છું, એમ નિશ્ચય કરી ભૌતિક તથા અનાત્મા જે સૂક્ષ્મ દેહ, તેમાંથી અહંતા-મમતાનો ત્યાગ કરવો.

### સ્વપ્નાવસ્થાદિ આઠ તત્ત્વો

એ રીતે સૂક્ષ્મ દેહના કોષ્ટકનું નિરૂપણ સંપૂર્ણ થયું. હવે તેરમી ચોપાઇમાં સૂક્ષ્મ દેહનાં સ્વપ્નાવસ્થા આદિ બીજાં આઠ તત્ત્વોનું નિરૂપણ કર્યું છે.

ચોપાઈ

સ્વપ્નઅવસ્થા કંઠસ્થાન,
મધ્યમા વાચા પ્રવિવિક્ત ભોગ જાણ;
જ્ઞાનશક્તિ સત્ત્વગુણ માન,
ઉકારમાત્રા તૈજસ અભિમાન.

અર્થાત્ ઉપર કહેલા જે સૂક્ષ્મ દેહ તેની સ્વપ્નાવસ્થા છે.

શિષ્ય : હે મહારાજ ! સ્વપ્નાવસ્થા કોને કહેવાય ?

ગુરુ : જાગ્રત અવસ્થામાં જે વિષય દીઠો હોય અથવા સાંભળ્યો હોય, તેનો જે સંસ્કાર અંતઃકરણ-માં રહ્યો છે, તેથી નિદ્રા વખતે ગાડી, ઘોડા, રસ્તા, નદી, પર્વત, સમુદ્ર તથા સ્ત્રીપુત્રાદિ કુટુંબ, વ્યવહાર, હાનિલાભ, સુખદુઃખ વગેરે જે પ્રપંચ દેખાય છે તે કાંઈ પણ છે નહિ; એમ છતાં પ્રત્યક્ષની

પેઠે છે, એમ દેખાય છે તેનું નામ સ્વપ્નાવસ્થા. તેને તું જાણે છે, માટે સ્વપ્નાવસ્થા તું નહિ ને તે સૂક્ષ્મદેહની છે, માટે તારી નહીં. તું એનો સાક્ષી છે. એ સ્વપ્નાવસ્થાનું કંઠસ્થાન છે, એટલે કંઠમાં હિતા નામની નાડી છે, તેમાં સ્વપ્નાવસ્થા થાય છે. અને તે અવસ્થામાં 'મધ્યમા' નામે વાણી છે અને 'પ્રવિવિક્ત' ભોગ છે; એટલે સૂક્ષ્મવાસનામય ભોગ છે. જેમ કપૂર, કેસર આદિ સુગંધીદાર વસ્તુ રાખવાના ડબામાંથી તે વસ્તુઓ કાઢી નાખ્યા પછી તે ડબામાં સૂક્ષ્મ ગંધનો સંસ્કાર જાણવામાં આવે છે, તેમ સ્વપ્નાવસ્થામાં જાગ્રતના સ્થૂલ ભોગ સર્વ નિવૃત્ત થાય છે; તથાપિ જાગ્રત સ્થૂલ ભોગના સંસ્કારરૂપ સૂક્ષ્મ ભોગ સ્વપ્નમાં અનુભવથી જાણવામાં આવે છે. અને જાગ્રતમાં જેમ અન્નભક્ષણથી સુખપૂર્વક શરીરમાં પુષ્ટિ થાય છે અને હથિયાર વગેરેના વાગવાથી શરીરમાં લોહી નીકળે છે, તેમ સ્વપ્નાવસ્થામાં અન્નભક્ષણથી પુષ્ટિ થતી નથી, તથા હથિયાર વાગવાથી લોહી નીકળતું નથી; પણ કેવળ સુખદુઃખનો ભોગ થાય છે; તેથી તે ભોગને સૂક્ષ્મ ભોગ છે એમ કહ્યું. સ્વપ્નમાં 'જ્ઞાનશક્તિ' કહેતાં સ્વપ્નપદાર્થોને જાણવા એજ શક્તિ છે અને સ્વપ્નાવસ્થામાં સત્ત્વગુણ છે.

શિષ્ય : શાસ્ત્રમાં ઘણે ઠેકાણે જાગ્રતમાં સત્ત્વગુણ અને સ્વપ્નમાં રજોગુણ કહ્યો છે અને તમે સ્વપ્નમાં સત્ત્વગુણ અને જાગ્રતમાં રજોગુણ કહ્યો તેનું શું કારણ ?

ગુરુ : જે ઠેકાણે જાગ્રતમાં સત્ત્વગુણ કહ્યો છે તેનું કારણ એ જ છે, કે જાગ્રત અવસ્થામાં વિષયોનું જ્ઞાન છે તથા શાંતિ, દાંતિ આદિ શુભ સાધનોની ઉત્પત્તિ થાય છે, તથા અંતઃકરણમાં મોક્ષ પામવાની ઇચ્છાથી બ્રહ્મનિષ્ઠ ગુરુને શરણે જઈને શ્રવણમનન કરે, તો આત્માનું જ્ઞાન પણ થાય છે; માટે ત્યાં સત્ત્વગુણ કહ્યો છે અને અમે તેમાં રજોગુણ કહ્યો તેનું કારણ એ છે, કે જાગ્રતમાં વિશેષે કરીને ક્રિયા થાય છે, તે રજોગુણનું કાર્ય છે; તેથી જાગ્રતમાં રજોગુણ કહ્યો અને સ્વપ્નમાં સત્ત્વગુણ કહ્યો. એનો અભિપ્રાય એ છે કે સ્વપ્નમાં કેવલ વિષયોનું જ્ઞાન જ થાય છે, ક્રિયા કાંઈ થતી નથી; તેથી સત્ત્વગુણ કહ્યો અને સત્ત્વગુણથી જ્ઞાન થાય છે એવું ગીતામાં પણ કહેલું છે. તે સ્વપ્નમાં પ્રણવ(ઓંકાર)ની બીજી 'ઉકાર' એવી માત્રા છે અને 'તૈજસ' નામે અભિમાની છે; જે સ્વપ્નાવસ્થામાં સુખદુઃખને ભોગવે છે. ઉપર કહેલાં સ્વપ્ન આદિ આઠ તત્ત્વોનો તું દ્રષ્ટા છે, માટે તે તત્ત્વો તું નહિ; અને સ્વપ્નાવસ્થા આદિક તત્ત્વો

તારાં પણ નહિ. તું તેઓનો સાક્ષી (જાણવાવાળો) આત્મા છે.

આત્માની ભિન્નતા

એ મળીને તેત્રીસ તત્ત્વ જાણ,
તું એનો દ્રષ્ટા છો સુજાણ.
તું એ દશ્ય તત્ત્વો નહિ હોઈ,
ભિન્નભિન્ન વિચારો જોઈ.

ટીકા—પહેલાં સૂક્ષ્મ દેહનાં અંતઃકરણ આદિ જે પચીસ તત્ત્વો કહ્યાં અને આઠ આ સ્વભાવસ્થા આદિ જે તત્ત્વો કહ્યાં, તે સર્વ મળીને સૂક્ષ્મ દેહનાં તેત્રીસ તત્ત્વો છે એમ જાણ. અને હે સુજાણ! કહેતાં હે સુબુદ્ધિમાન્! એમનો (તેત્રીસ તત્ત્વોનો) તું આત્મા દ્રષ્ટા છે. એ દશ્ય તત્ત્વ તું નથી. એ સર્વને જુદાંજુદાં કરીને વિચારી જોઇશ, તો તું એ સઘળાં તત્ત્વોથી ભિન્ન જ્ઞાનરૂપ છે અને એ દશ્ય જડરૂપ છે. તે તત્ત્વો તું નથી, એવો તને સ્પષ્ટ અનુભવ થશે.

પંદરમા દુહામાં દૃષ્ટાંત આપીને સૂક્ષ્મ દેહથી આત્મા જુદો છે તે કહે છેઃ

ઘટનો દાખલો

ઘટદ્રષ્ટા જ્યો ઘટ નહીં,
પ્રગટહિ ન્યારો દેખ.

ત્યાં દેહદ્રષ્ટા તું આતમા,
ન્યારો ભિન્ન વિશેષ.

ટીકા—જેમ ઘડાનો જોવાવાળો જે પુરુષ તે ઘડારૂપ નથી અને ઘડાથી જુદો છે એમ દેખાય છે, તેમ તે ઘડાની પેઠે દૃશ્ય, જડ તથા ભૌતિક જે સૂક્ષ્મદેહ તેનો જાણવાવાળો તું આત્મા તે સૂક્ષ્મદેહથી વિશેષે કરીને જુદો છે.

એ રીતે સ્થૂલ તથા સૂક્ષ્મ એ બે દેહથી આત્મા ભિન્ન છે, એમ સ્પષ્ટ અનુભવ કરાવીને હવે ત્રીજા કારણ દેહથી પણ આત્મા જુદો છે, એમ અનુભવથી નિરૂપણ કરે છે.

કારણદેહનું નિરૂપણ

ચોપાઈ

ત્રીજો કારણ દેહ અજ્ઞાન,
તેનો તું દ્રષ્ટા પોતે સ્વરૂપ જ્ઞાન.
તેથી વિલક્ષણ તું આત્મા જાણ,
તે તું નહિ અનુભવ પ્રમાણ.

ટીકા—એક સ્થૂલ દેહ છે અને બીજો સૂક્ષ્મ દેહ છે. એ બે દેહની અપેક્ષાથી કારણદેહ ત્રીજો એમ કહેવાયો. અજ્ઞાનનું નામ કારણદેહ છે.

શિષ્ય : અજ્ઞાનનું નામ કારણદેહ કેમ કહેવાયું ?

ગુરુ : અજ્ઞાનમાંથી સ્થૂલ અને સૂક્ષ્મ એ બે દેહરૂપી કાર્ય થયાં છે, તે માટે અજ્ઞાન તે બે દેહનું કારણ થયું; તેથી તે અજ્ઞાનનું કારણદેહ એવું નામ પડ્યું છે. અને જેમ સ્થૂલ અને સૂક્ષ્મ એ બે દેહનો તું દ્રષ્ટા છે, તેમ જ કારણદેહનો પણ તું દ્રષ્ટા છે. તું પોતે જ્ઞાનરૂપ છે; માટે તે અજ્ઞાનરૂપ ત્રીજો કારણ-દેહ તું નથી.

શિષ્ય : હે મહારાજ! સ્થૂલ દેહનાં સર્વ તત્ત્વો દેખવામાં આવે છે; તેમ જ સૂક્ષ્મ દેહનાં તત્ત્વો પણ અનુમાનથી ખુલ્લી રીતે જાણવામાં આવે છે અને એ સર્વ દશ્ય છે, હું તે સ્થૂલ તથા સૂક્ષ્મ એ બે દેહનો દ્રષ્ટા છું, એમ પ્રસિદ્ધ અનુભવ થાય છે; પણ તમે ત્રીજા કારણ દેહરૂપ જે અજ્ઞાન કહ્યું, તે પ્રત્યક્ષ દેખાતું નથી અને અનુમાનથી પણ જણાતું નથી, ત્યારે એ અજ્ઞાન દશ્ય છે અને હું તેનો દ્રષ્ટા છું એવો મને કેમ અનુભવ થાય, તે કૃપા કરી કહો.

### કારણદેહથી આત્માની ભિન્નતા

ગુરુ : હે ભાઈ! ત્રીજા કારણદેહરૂપ અજ્ઞાનનો ત્રણ પ્રકારે તું દ્રષ્ટા છે.

શિષ્ય : કયા ત્રણ પ્રકારથી હું અજ્ઞાનને જાણું

છું તે કહો.

ગુરુ: પ્રથમ તું એમ કહે છે, 'સ્થૂલ તથા સૂક્ષ્મદેહને હું જાણું છું, પણ હું મને જાણતો નથી; જે હું કોણ છું' એનું નામ જ અજ્ઞાન. તે અજ્ઞાનનો તું દ્રષ્ટા છે, કેમ કે 'હું મને નથી જાણતો' એવું કહેવું તે જ્ઞાન વિના બને નહિ. અને 'હું મને નથી જાણતો' એવું જેણે જાણ્યું, તેજ તું જ્ઞાનરૂપ છે. જ્ઞાન વિના એવું જાણવું તથા કહેવું સંભવેજ નહિ. અને જો તું જ્ઞાનરૂપ ન હોય ને અજ્ઞાની જડરૂપ હોય, તો 'હું મને નથી જાણતો.' એવું કહેવું તારાથી કેમ બને? જેમ માટીનો ઘડો જડ તથા જ્ઞાનહીન છે, તેથી 'હું મને જાણતો નથી' એમ કોઈ વખતે કહેતો નથી અને તું તો તેમ કહે છે; માટે 'હું મને જાણતો નથી,' એવું તારું કહેવું એજ અજ્ઞાન છે. ને એ અજ્ઞાન તારું દશ્ય છે અને તું એનો દ્રષ્ટા છે. બીજો પ્રકાર એ છે કે તું એમ કહે છે કે 'હું અજ્ઞાની છું' તે કહેવાથી એમ સિદ્ધ થાય છે, કે અજ્ઞાનને પ્રથમ દશ્યરૂપે તેં પોતે જાણ્યું છે, ત્યારપછી તેનો પોતામાં અધ્યારોપ કરી 'હું અજ્ઞાની છું' એમ કહે છે; તેથી પણ અજ્ઞાનને જાણવાવાળો જ્ઞાનરૂપ તું આત્મા અજ્ઞાનથી જુદો છે, ને જો અજ્ઞાનથી તું જુદો ન હોય, તો 'હું

અજ્ઞાની છું' એવું કહેવું બને નહિ. જેમ સ્થૂલદેહના જાડા, પાતળા, કાળા, ગોરા ધર્મોને તું જાણે છે, કે આ મારો દેહ જાડો, પાતળો, કાળો, અને ગોરો છે અને તે સ્થૂલદેહ તથા તેના ધર્મોને જાણનાર તું પોતે આત્મા તેનાથી જુદો છે એમ સિદ્ધ થાય છે; તોપણ ભૂલથી હું જાડો, પાતળો, કાળો, ગોરો છું, એમ માની લે છે; તેમ જ અજ્ઞાનને દૃશ્યરૂપ જાણીને ભૂલથી 'હું અજ્ઞાની છું' એમ અધ્યારોપ કરે છે. માટે વિચાર કરીને અનુભવથી જોઈશ તો એ અજ્ઞાનને જાણવાવાળો તું તેનાથી જુદો છે; અને જો તું જ્ઞાનરૂપ આત્મા અજ્ઞાનને જાણવાવાળો અજ્ઞાનથી જુદો ન હોય, તો 'હું અજ્ઞાની છું' એમ કહેવું તથા જાણવું કદી સિદ્ધ ન થાય. ત્રીજો પ્રકાર એ છે, કે અજ્ઞાનનાં કાર્ય જે બે અસત્‌રૂપ તથા અભાનરૂપ આવરણ છે તેને તું જાણે છે.

### અસત્ તથા અભાન આવરણ

શિષ્ય : અસત્ આવરણ તથા અભાન આવરણ કોને કહેવાય તે કૃપા કરી કહો.

ગુરુ : હે શિષ્ય ! તને કોઈ પૂછે કે 'તું આત્માને જાણે છે?' ત્યારે તું એમ કહે છે, કે 'આત્મા છે ક્યાં, કે હું આત્માને જાણું.' એટલે આત્મા છે

પણ નહિ અને આત્મા દેખાતો પણ નથી એવું તારું કહેવું છે. તેમાં આત્મા છે નહિ, એવું નામ 'અસદાવરણ' અને આત્મા દેખાતો નથી એમ જે કહે છે એનું જ નામ 'અભાનાવરણ' જાણવું. હવે આત્મા છે નહિ અને ભાસતો પણ નથી એવું જેણે જાણ્યું, તે જ તું આત્મા છે. વળી એમ કહે છે કે હું 'આત્મા નથી, હું મનુષ્ય કર્તા-ભોક્તા છું, મને કાંઈ પ્રશ્ન-ઉત્તર આવડતો નથી,' ઇત્યાદિ જે અજ્ઞાનનાં કાર્યો તે બધાંને તું જાણવાવાળો છે; માટે અજ્ઞાન જે ત્રીજો કારણ દેહ તેથી વિલક્ષણ તું જુદો આત્મા જ્ઞાનરૂપ છે; માટે તે અજ્ઞાનરૂપ કારણ દેહ તું નથી એમ જાણ.

શિષ્ય : અજ્ઞાનરૂપ કારણ દેહ હું નથી તેમાં પ્રમાણ શું તે કહો.

ગુરુ : ત્રણ પ્રકારે કરીને કારણદેહથી આત્મા જુદો છે એવો જે વિદ્વાનનો અનુભવ તને બતાવ્યો, તે જ અનુભવ પ્રમાણ છે. શ્રુતિમાં પણ આત્મા સૂર્યની પેઠે સ્વપ્રકાશ છે ને અજ્ઞાનથી ભિન્ન છે એમ નિરૂપણ કર્યું છે; માટે વિચાર કરીને 'હું ત્રીજા કારણ દેહથી જુદો છું' એમ નિશ્ચય કરવો.

એ રીતે કારણદેહનું નિરૂપણ કરી તે કારણ-દેહનાં આઠ તત્ત્વો સત્તરમી ચોપાઈમાં કહે છે.

સુષુપ્તિ આદિ કારણદેહમાં આઠ તત્ત્વો

ચોપાઈ

સુષુપ્તિ અવસ્થા હૃદયસ્થાન,
પશ્યંતી વાચા આનંદભોગ જાણ.
દ્રવ્ય, શક્તિ, તમોગુણ માન,
મકારમાત્રા પ્રાજ્ઞઅભિમાન.

**ટીકા : કારણદેહની સુષુપ્તિ–અવસ્થા છે.**

સુષુપ્તિ–અવસ્થાનું નિરૂપણ

શિષ્ય : સુષુપ્તિ–અવસ્થા કોને કહેવાય?

ગુરુ : ઇંદ્રિય આદિ સર્વ વૃત્તિસંયુક્ત બુદ્ધિ જે વખતે કારણઅજ્ઞાનમાં લયની પેઠે રહે છે, તે વખતે જાગ્રતનો તથા સ્વપ્નનો ભિન્નભિન્ન વ્યવહાર જરા પણ પ્રતીત થતો નથી, એવી જે ગાઢ નિદ્રા છે તેનું નામ સુષુપ્તિ–અવસ્થા છે. તેમ શ્રુતિમાં પણ સુષુપ્તિ–અવસ્થાનું સ્વરૂપ કહ્યું છે. જે વખતે નિદ્રામાં સૂતો છે, તે વખતે કાંઈ પણ શબ્દાદિક વિષયોની કામના કરતો નથી અને કાંઈ સ્વપ્નને પણ દેખતો નથી; તેનું નામ સુષુપ્તિ–અવસ્થા. તે સુષુપ્તિનો તું દ્રષ્ટા છે; કેમ કે સુષુપ્તિથી જ્યારે તું જાગે છે ત્યારે એમ કહે છે, કે 'सुखमहमस्वाप्सम् न किंचिदवेदिषम्' કહેતાં 'હું સુખે સૂતો હતો

અને કાંઈ જાણતો ન હતો.' એવી રીતે સ્મૃતિ થાય છે; તેથી એમ જણાય છે, કે સુષુપ્તિ–અવસ્થામાં સુખ છે અને બીજું કાંઈ નથી તેનો તે સુષુપ્તિ-વખતે અનુભવ કરવાવાળો તું આત્મા છે, તો જ જાગીને એમ કહે છે; પણ સુષુપ્તિ વખતે સુખનો તથા પ્રપંચના અભાવનો અનુભવ ન કર્યો હોય, તો જાગીને 'હું આજે સુખે સૂતો હતો. મેં કાંઈ બીજું ન જાણ્યું.' એમ કહેવાત નહિ. અને શાસ્ત્રમાં એવો નિયમ કહ્યો, કે જેનો અનુભવ કર્યો હોય, તેની જ સ્મૃતિ થાય છે. જેમ કોઈ પુરુષ કાશી ગયો હોય અને ત્યાં કાશીમાં વિશ્વનાથનું મંદિર તથા ગંગાનો મણિકર્ણિકાનો ઘાટ જોઈને અનુભવ કર્યો હોય; તો જ તે પુરુષને કોઈ વખતે દેશમાં આવ્યા પછી જે કાશીમાં અનુભવ કરેલું વિશ્વનાથનું મંદિર તથા મણિકર્ણિકાનો ઘાટ, તે સ્મરણમાં આવે છે; તેમ જ સુષુપ્તિમાં સુખ છે અને બીજું કાંઈ નથી તેનો અનુભવ કર્યો છે, તો જ જાગીને કહે છે.

### સુષુપ્તિ–અવસ્થાથી જુદો આત્મા

દૃષ્ટાંત બીજું: જેમ રાત્રિને સમયે ચોકીદાર સિપાઈ રસ્તા ઉપર ઊભો હોય, તેને સવારે કોઈ મનુષ્યે પૂછ્યું કે, હે સિપાઈ! રાત્રિના બાર ઉપર

બે વાગવાને સમયે રસ્તા ઉપરથી કોણ જતું હતું? ત્યારે તે સિપાઈ એમ કહે છે કે તે વખતે કોઈ હતું નહિ. તે કહેવાથી એમ જણાય છે, કે કોઈ ન હતું તેને જાણવાવાળો સિપાઈ હતો તોજ તે કહે છે અને જો સિપાઈ પોતે તે વખતે ન હોય, તો કોઈ ન હતું એમ કહેવાય નહિ. તેમ નિદ્રાવખતે 'મેં કાંઈ ન જાણ્યું' એમ જાગીને કહે છે, તેથી નિદ્રાવખતે કાંઈ દ્વૈત પ્રપંચ નથી, પણ તે પ્રપંચના અભાવને જાણવાવાળો પોતે આત્મા છે, એમ સિદ્ધ થાય છે.

શિષ્ય : હે ગુરુ! સુષુપ્તિ–અવસ્થાને જાણવાવાળો આત્મા છે, ત્યારે નિદ્રામાં જ 'હું સુષુપ્તિ–અવસ્થાને જાણું છું.' એમ કેમ કહેતો નથી? અને જાણીને જ કહે છે, તેનું શું કારણ?

સુષુપ્તિમાંનો અનુભવ નથી કહેવાતો

ગુરુ : જે વખતે સુષુપ્તિ–અવસ્થા છે, તે વખતે સર્વ ઇંદ્રિયો તથા મન, બુદ્ધિ આદિ અંતઃકરણ અજ્ઞાનમાં લય થયાં છે; તેથી તે વખતે થતો અનુભવ કહેવાને વાણી આદિ કારણ (સાધન) નથી; માટે કહેવાને બનતું નથી. તેમ જેની પાસે કહેવું તે સાંભળવાવાળો બીજો કોઈ પણ પુરુષ સુષુપ્તિમાં છે નહિ, તેથી તે વખતે કહેવું બનતું

નથી. જાગીને જ કહેવાય છે.

દૃષ્ટાંત: જેમ એક સ્ત્રી કૂવા ઉપર પાણી ભરવા ગઈ હતી, તેને કૂવામાંથી પાણી કાઢતાં પોતાના નાકની વાળી ઉપર દોરી વાગવાથી તે વાળી કવાના જલમાં પડી ગઈ, ત્યારે તે વાળી કાઢવાની ફિકરમાં તે સ્ત્રી વિચાર કરતી હતી. તે વેળાએ દૈવયોગે તેના ઘરનો જાણીતો એક પુરુષ આવી પહોંચ્યો. તેને તે સ્ત્રીએ કહ્યું: 'મારી વાળી કૂવામાં પાણી કાઢતાં પડી ગઈ છે, તે કાઢી આપીશ તો તારી મહેનતના પૈસા હું ઘેર જઈને તને અપાવીશ.' તે સાંભળી પેલો પુરુષ કૂવામાં ઊતર્યો અને ડૂબકી મારીને ઊંડા પાણીમાં ઘણો નીચે જઈને તળિયે હાથ ફેરવ્યો કે તુરત તે વાળી હાથમાં આવી; તેથી તેને તે વખતે વાળીના લાભથી જ્ઞાનપૂર્વક આનંદ થયો; પણ 'તે વાળી જડી,' એમ કહેવા માટે પાણીમાં વાણીથી બોલવારૂપી સાધન નથી; કેમ કે પાણીમાં બાકીની બધી ઇંદ્રિયોનો વ્યવહાર બની શકે છે, પણ કેવળ વાણી ઇંદ્રિયથી બોલાતું નથી. તેનું કારણ એ છે, કે વાણી ઇંદ્રિયના દેવતા અગ્નિ છે, તેને જલ સાથે ખુલ્લો વિરોધ છે; માટે દેવતા વિના ઇંદ્રિય બોલી શકતી નથી, પણ તે જલમાં વાળી મળી છે, તેના આનંદનો

અનુભવ પોતે કરે છે અને જલમાંથી બહાર આવીને વાણીરૂપ કારણથી કહે છે, જે વાળી મળી છે.

તેમ સુષુપ્તિ વખતે સુખના અનુભવને કહેવાનું મન–વાણીરૂપ સાધન ન હોવાથી કહેવાતું નથી; પણ સુષુપ્તિમાં પ્રપંચના અભાવનો અનુભવ કરવાવાળો સ્વપ્રકાશ જ્ઞાનાનંદરૂપ આત્મા છે, તો જ જાગીને મન–વાણી આદિ સાધનથી 'હું સુખે સૂતો હતો, મેં કાંઈ બીજું ન જાણ્યું' એમ કહે છે; માટે હે શિષ્ય! સુષુપ્તિ–અવસ્થાનો દ્રષ્ટા તું આત્મા તે અવસ્થાથી ભિન્ન છે એમ સિદ્ધ થયું. તે પૂર્વે નિરૂપણ કરેલ સુષુપ્તિ–અવસ્થાનું હૃદયસ્થાન છે, પશ્યંતી વાચા છે,[1] આનંદભોગ[2] છે. દ્રવ્યશક્તિ[3] છે, તમોગુણ છે અને પ્રણવની ત્રીજી મકારમાત્રા[4] છે અને પ્રાજ્ઞ અભિમાની છે. એ સુષુપ્તિ આદિક આઠ તત્ત્વો તું જાણે છે, તેથી તે તત્ત્વ તું નહિ. કારણદેહનાં છે; માટે તારાં નહિ. તું એનો સાક્ષી છે.

કારણદેહનાં તત્ત્વોથી આત્માની ભિન્નતા

એ કારણદેહનાં આઠ તત્ત્વ કહી,
બીજાં તત્ત્વ એમાં નહીં.

૧ સૂક્ષ્મ વિચારના સંસ્કારરૂપ વાચા. ૨ નિર્વિષય સુખનો ભોગ. ૩ જાગ્રત આદિ વ્યવહારને અનુકૂલ પદાર્થો ઉત્પન્ન થવાના કારણરૂપ શક્તિ ૪ 'મકાર' અક્ષર એ જ માત્રા.

તું એનો સાક્ષી સચ્ચિદાનંદ,
નિત્ય નિરંતર પરમાનંદ.

ટીકા-પૂર્વે કહેલા એ કારણદેહમાં આઠ જ તત્ત્વો છે તે કહી આવ્યા. જેવાં કે, ૧ સુષુપ્તિ-અવસ્થા[1], ૨ હૃદયસ્થાન, ૩ પશ્યંતી વાચા, ૪ આનંદ-ભોગ, ૫ દ્રવ્યશક્તિ, ૬ તમોગુણ, ૭ મકારમાત્રા અને ૮ પ્રાજ્ઞ અભિમાની. એ વિના બીજાં તત્ત્વો એમાં (કારણદેહમાં) નથી. અને એ જે ત્રીજો કારણદેહ નિરૂપણ કર્યો, તે કારણદેહમાં 'આનંદ-મય' એ નામે પાંચમો કોશ છે.

### આનંદમય કોશ

શિષ્ય : આનંદમય કોશ કોને કહેવાય તે કહો.

ગુરુ : કારણશરીરરૂપ અવિદ્યામાં જે મલિન તત્ત્વ છે, તેમાં પ્રિય, મોદ અને પ્રમોદ, એ ત્રણ પ્રકારની વૃત્તિથી જે આનંદ થાય છે, તેને આનંદમય કોશ કહેવામાં આવે છે.

શિષ્ય : હે મહારાજ! પ્રિય, મોદ અને પ્રમોદ એ ત્રણ પદનો અર્થ કહો.

ગુરુ : પોતાના ઇષ્ટ (ગમતા) જે પદાર્થો તેમને

---

૧ સુષુપ્તિ-અવસ્થાનું અભિમાન કરનારું ચૈતન્ય.

દેખીને જે આનંદ થાય છે, તેમને પ્રિય કહેવાય છે. તથા તે ગમતા પદાર્થોનો લાભ થયાથી જે આનંદ થાય છે, તેને મોદ કહેવાય છે અને ગમતા પદાર્થોને ભોગવ્યાથી જે આનંદ થાય છે, તેને પ્રમોદ કહેવાય છે. એ રીતે વિષયના સંબંધથી પ્રિય, મોદ અને પ્રમોદરૂપ ત્રણ પ્રકારની જે વૃત્તિ થાય છે, તેને આનંદમય કહેવાય અને તે વિષયજન્ય આનંદથી શુદ્ધ નિર્વિકાર આનંદરૂપ આત્મા જણાતો નથી અને ઢંકાયો છે, તેથી તે પ્રિય આદિ ત્રણ પ્રકારના આનંદયુક્ત જે અવિદ્યામાં મલિન સત્ત્વ છે, તેની આનંદમય કોશ એવી સંજ્ઞા છે. તે આનંદમય કોશનો પ્રકાશક સર્વ આનંદનો મૂળભૂત આનંદરૂપ તું આત્મા છે તે કોશરૂપ નથી અને તું આત્મા એ કારણદેહનો, કારણદેહના તત્ત્વોનો તથા આનંદમય કોશનો સાક્ષી છે અને તું સચ્ચિદાનંદ છે. નિત્ય નિરંતર (ભેદરહિત) નિરતિશય (જેથી કોઈ અધિક નથી) એવો પરમ આનંદરૂપ છે.

### સત્, ચૈતન્ય અને આનંદ

શિષ્ય : હે મહારાજ ! હું સચ્ચિદાનંદ કેવી રીતે છું. તે જેમ મને સ્પષ્ટ અનુભવથી સમજવામાં આવે તે રીતે સત્, ચિત્, આનંદ, એ ત્રણ પદનો અર્થ કહો.

ગુરુ: જાગ્રત, સ્વપ્ન અને સુષુપ્તિ, એ ત્રણ અવસ્થામાં તથા ભૂત, ભવિષ્ય અને વર્તમાન, એ ત્રણ કાળમાં તું આત્મા છે; માટે સત્ અને જાગ્રત આદિ ત્રણ અવસ્થાને જાણે છે. માટે ચિત્ અને સદાકાળ આત્મા પરમપ્રેમાસ્પદરૂપ છે માટે આનંદ છે.

શિષ્ય: ત્રણે અવસ્થામાં હું સચ્ચિદાનંદરૂપ છું, તેનો અનુભવ જે રીતે સ્પષ્ટ સમજવામાં આવે, તે રીતે કહો.

ગુરુ: જાગ્રત અવસ્થામાં જાગ્યાથી તે સૂતાં સુધી જે કાંઈ વ્યવહાર થાય છે, તે સર્વને તું જાણે છે અને જાગ્રતમાં જે શબ્દ–સ્પર્શાદિકનું જ્ઞાન થાય છે ને ગમનાદિક જે ક્રિયા થાય છે, તે સર્વ વ્યવહારને જ્ઞાનપૂર્વક તું કહી દેખાડે છે; માટે જાગ્રતમાં જાણવાવાળો તું સદ્રૂપ આત્મા છે; જો તું સદ્રૂપ આત્મા ન હોય, તો જાગ્રતનો વ્યવહાર કાંઈ પણ તારાથી કહેવાય નહિ ને જણાય પણ નહિ; માટે સદ્રૂપ છે અને જાગ્રત અવસ્થા તું જાણે છે; તેથી ચિદ્રૂપ છે અને જાગ્રત અવસ્થામાં સ્ત્રી, પુત્ર, દેહ, ઇંદ્રિયો તથા પ્રાણથી પણ આત્મા અધિક પ્રિય લાગે છે; એટલા માટે આનંદરૂપ છે. પંચદશીમાં પણ કહ્યું છે:

अनुष्टुप

**वित्तात्पुत्रः प्रियः पुत्रात् पिंडः पिंडात्तथेंद्रियम् ।**
**इंद्रियाच्च प्रियः प्राणः प्राणादात्मा परः प्रियः ॥**

ટીકા–વિત્ત એટલે ધન, તેથી પુત્ર પ્રિય છે; કેમ કે પુત્ર થવા માટે તથા પુત્ર થયા પછી તેની રક્ષા સારુ, તથા ચોરી અથવા જુગાર આદિ પુત્રનો અપરાધ થયો હોય, તો તેથી તેને બચાવવા સારુ પિતા ધનનો ખર્ચ કરે છે. ધનથી પુત્ર પ્રિય છે અને પુત્રથી પોતાનો દેહ પ્રિય છે; કેમ કે દુકાળમાં પુત્ર વેચાતો આપી દઈને પોતાના દેહની રક્ષા કરે છે. માટે પુત્રથી પોતાનો દેહ પ્રિય છે અને પોતાના દેહથી પોતાની ઇંદ્રિયો પ્રિય છે; કેમ કે કોઈ મારવા આવે, ત્યારે પોતાની ઇંદ્રિયોનો બચાવ કરવા સારુ પોતાના દેહના વાંસો, માથું વગેરે અવયવોમાં વાગવા દે છે; તેથી ઇંદ્રિયો પ્રિય છે, એમ અનુભવ થાય છે. અને ઇંદ્રિયોથી પણ પોતાનો પ્રાણ અધિક પ્રિય છે; કેમ કે કોઈને પ્રાણાંત શિક્ષા કરવાની હોય, તો તે એમ કહે છે: ‘મારા હાથ–પગ વગેરે ઇંદ્રિયો કાપો, પણ મારા પ્રાણ બચાવો;’ માટે ઇંદ્રિયોથી પ્રાણ પ્રિય છે, એમ જણાય છે. અને પ્રાણથી પરમશ્રેષ્ઠ પોતાનો આત્મા અતિશય પ્રિય છે;

કેમ કે કોઈ પુરુષ કોઈ નિમિત્તથી કહે છેઃ 'મારા પ્રાણ જાય તો હું ઘણો સુખી થાઉં.' એમ કહેવાથી દેહ, ઇંદ્રિયો અને પ્રાણથી પણ જુદો સુખરૂપ આત્મા છે એવું જાણવામાં આવે છે.

તેમ જ યાજ્ઞવલ્ક્ય મુનિએ પોતાની સ્ત્રી મૈત્રેયીને બૃહદારણ્ય ઉપનિષદના મૈત્રેયી બ્રાહ્મણમાં ઉપદેશ કર્યો છે. તેમાં સ્ત્રી, પતિ, પુત્ર, ધન, પશુ, દેવતા, લોક ઇત્યાદિ જે પ્રિય લાગે છે, તે પોતાના આત્માને સુખનાં સાધનો છે માટે જ પ્રિય લાગે છે; પણ તે જો પોતાથી પ્રતિકૂલ હોય, તો તે સ્ત્રીપુત્રાદિક પ્રિય લાગતાં નથી એમ કહ્યું છે. તેથી પોતાનો આત્મા જ સર્વથી અધિક પ્રિય છે. સ્ત્રીપુત્રાદિક મુખ્ય પ્રિયરૂપ નથી. તે કારણથી આત્મા આનંદરૂપ છે, એમ પ્રત્યક્ષ અનુભવથી જણાય છે. તેમ જ સ્વપ્નઅવસ્થામાં પણ આત્મા છે તેથી સત્ય છે. સ્વપ્નને જાણે છે અને જાગીને સ્વપ્નમાં દીઠું હોય તે સર્વ કહી દેખાડે છે; તેથી ચૈતન્યરૂપ છે. સ્વપ્નમાં પણ પોતાનો આત્મા સર્વથી પ્રિય છે; માટે સ્વપ્ન અવસ્થામાં પણ સત્-ચિત્-આનંદરૂપ તું આત્મા છે તેમ જ સુષુપ્તિ અવસ્થામાં કાંઈ પ્રપંચ નથી, તેને પણ જાણવાવાળો સુખરૂપ સચ્ચિદાનંદ તું આત્મા છે, એમ સિદ્ધ થાય છે. અને એ રીતે વિચાર કરવાથી

સ્થૂલ, સૂક્ષ્મ અને કારણ એ ત્રણ દેહનો તું દ્રષ્ટા છે, જાગ્રત, સ્વપ્ન અને સુષુપ્તિ એ ત્રણ અવસ્થાનો તું સાક્ષી છે. અન્નમય, પ્રાણમય, મનોમય, વિજ્ઞાનમય અને આનંદમય એ પાંચ કોશથી પણ જુદો તું આત્મા સચ્ચિદાનંદરૂપ છે; તેથી હે શિષ્ય! એવા જ્ઞાનથીજ તને મોક્ષ થશે, તેમાં સંદેહ નથી.

આત્માના અપરોક્ષ જ્ઞાનથી જ મોક્ષ થાય છે, તેમાં બ્રહ્મનામાવલિનું પ્રમાણ કહે છેઃ

જ્ઞાનથી મોક્ષ

अनुष्टुप्

अहं साक्षीति यो विद्याद्विविच्यैवं पुनः पुनः ।
स एव मुक्तः सो विद्वानिति वेदांतडिंडिमः ॥

ટીકા–ઉપર કહ્યું એ રીતે ત્રણ દેહ તથા ત્રણ અવસ્થા, પંચકોશ, ભોક્તા અને ભોગ્ય આદિ સર્વનું વારંવાર વિવેચન કરી તે સર્વ દેહાદિક દૃશ્ય છે અને હું તેનો દ્રષ્ટા સાક્ષી આત્મા છું; એમ જે પુરુષ નિશ્ચયથી જાણે છે, તે જ પુરુષ મુક્ત છે અને તે જ વિદ્વાન છે એમ વેદાંતશાસ્ત્રનું નગારું ખુલ્લી રીતે કહે છે.

પૂર્વે જે દેહત્રય, અવસ્થાત્રય, પાંચ કોશ આદિનું વર્ણન કર્યું અને ને દેહાદિકનો હું દ્રષ્ટા

છું એવું વિશેષ જ્ઞાન કહ્યું, પણ તે વિશેષ જ્ઞાન વૃત્તિજન્ય છે; એટલે મનની વૃત્તિમાં પેદા થયું છે, તેથી પરિચ્છિન્ન અને મટી જાય છે, માટે તે વિશેષ જ્ઞાનથી અજ્ઞાનને દૂર કરવું તથા અજ્ઞાનનું કાર્ય જે દેહાધ્યાસ છે, તેને પણ દૂર કરવો. ત્યારપછી તે વિશેષ જ્ઞાનને પણ કલ્પિત છે એમ સમજીને, વાસ્તવિક પરિપૂર્ણ સામાન્યજ્ઞાનરૂપ બ્રહ્મસ્વરૂપમાં સ્થિતિ કરવી એ જ મોક્ષનું સાધન છે. તે સારુ વિશેષજ્ઞાનરૂપને જ ચોથા દેહરૂપે કલ્પના કરીને તેનું નિરૂપણ કરે છે.

મહાકારણ દેહ તથા આત્મા

ચોથો મહાકારણ દેહ જ્ઞાનસ્વરૂપ,
તેનો તું પ્રકાશક શુદ્ધ સ્વરૂપ;
તેહનાં તત્ત્વ કહું સુજાણ,
તે તું શ્રવણ કર વિનકાન.

ટીકા—ત્રણ દેહની અપેક્ષાથી ચોથો કહેવાયો. અજ્ઞાન તથા તેના કાર્યરૂપ જે દેહાદિક પ્રપંચ તેની અત્યંત નિવૃત્તિનું મોટું કારણ, માટે મહાકારણ દેહ કહેવાયો. તે મહાકારણ દેહનું રૂપ જ્ઞાનસ્વરૂપ છે, એટલે બ્રહ્મનિષ્ઠ ગુરુ દ્વારા વેદાંતશાસ્ત્રના શ્રવણથી હું દ્રષ્ટા સાક્ષી છું એવું જે વિશેષ જ્ઞાન મનની

વૃત્તિમાં થયું છે, તેનું નામજ ચોથો મહાકારણ દેહ. તેનો પણ પ્રકાશક તું આત્મા શુદ્ધ સ્વરૂપ એટલે કે નિર્મળ, સામાન્ય, નિત્ય, જ્ઞાનરૂપ છે. અને તે વિશેષ જ્ઞાન જાગ્રતમાં જ રહે છે, પણ સુષુપ્તિમાં રહેતું નથી; તેથી અનિત્ય ને પરિચ્છિન્ન છે. તું તે વિશેષ જ્ઞાનનો પ્રકાશક સામાન્યરૂપ આત્મા અસ્તિ, ભાતિ અને પ્રિય, એ ત્રણ રૂપથી આકાશની પેઠે સર્વત્ર જગતમાં વ્યાપક છે. માટે એ સામાન્ય પૂર્ણસ્વરૂપનો અનુભવ કરવો, અને તે પૂર્ણજ્ઞાનનો અનુભવ કરીને વૃત્તિજન્ય જે વિશેષ જ્ઞાન છે, તેને જ અજ્ઞાનની નિવૃત્તિનું સાધન છે એમ જાણવું.

શિષ્ય : હે મહારાજ ! તમે કહ્યું, કે અસ્તિ, ભાતિ અને પ્રિયરૂપે તું સામાન્ય જ્ઞાનરૂપ આત્મા જગતમાં વ્યાપક છે; પણ અસ્તિ, ભાતિ અને પ્રિય તે કોને કહેવાય? તે કૃપા કરી કહો અને જગત કોને કહેવાય તે પણ કહો.

આત્માની વ્યાપકતા

ગુરુ : ભૂત-ભૌતિક જેટલા પદાર્થો છે, તે સર્વ પદાર્થોમાં ૧ અસ્તિ, ૨ ભાતિ, ૩ પ્રિય, ૪ નામ, અને ૫ રૂપ. એ પાંચ અંશ પ્રતીત થાય છે. તે તને સ્પષ્ટ રીતે જેમ સમજવામાં આવે તે રીતે ઘટમાં એ પાંચ અંશનો અનુભવ કહું છું, તે

સ્થિર ચિત્તથી ધારણ કર. જેમ 'घटोस्ति' (ઘટ છે) એમ કહ્યાથી ઘટમાં અસ્તિતા (સત્તા) દેખાય છે. અને 'अयं घटो भाति' (આ ઘટ ભાસે છે) કહેતાં ઘટ જણાય છે અને 'घटः प्रियोस्ति' (ઘટ પ્રિય છે) એમ કહેવાથી ઘટમાં પ્રિયતા જણાય છે, અને ઘટ એવું નામ છે. મોઢું સાંકડું, પેટ મોટું એવું ઘટનું રૂપ છે. એ પ્રમાણે પટ તથા પૃથ્વી, જલ, તેજ આદિ ભૂત-ભૌતિક સર્વ જગતમાં અસ્તિ, ભાતિ આદિ પાંચ અંશ જણાય છે. તેમાં પહેલા જે ત્રણ અંશ અસ્તિ, ભાતિ અને પ્રિય એ બ્રહ્મરૂપ છે, અને બાકી જે નામ ને રૂપ એ બે અંશ તેને કલ્પિત જગતનું સ્વરૂપ જાણવું; એટલે મિથ્યારૂપ છે. તેમાં પહેલા ત્રણ અંશો અસ્તિ, ભાતિ અને પ્રિય, એ ઘટ-પટ આદિ સર્વ પદાર્થોમાં એક જ છે, અને નામ તથા રૂપ એ બે અંશ ઘટ-પટ આદિ સર્વ પદાર્થોમાં જુદાજુદા છે. એકનાં નામ-રૂપ બીજા પદાર્થમાં નથી. જેમ ઘટનું નામ અને રૂપ પટ આદિ પદાર્થોમાં નથી, તેમ જ પટ આદિનાં નામરૂપ ઘટ આદિ પદાર્થોમાં નથી; તેથી નામરૂપ સર્વ કલ્પિત છે; પણ અસ્તિ, ભાતિ, અને પ્રિય એ ત્રણ અંશ સર્વે પદાર્થોમાં એક જ રીતે રહ્યા છે. એવો કોઈ પણ પદાર્થ બ્રહ્માંડમાં

નથી, કે જેમાં એ ત્રણ અંશો હોતા નથી; તેથી અસ્તિ, ભાતિ અને પ્રિયરૂપથી બ્રહ્મનું સર્વાત્મપણું નિશ્ચય થાય છે. જેમ દેહની અંદર આત્માનો અનુભવ સત્, ચિત્ અને આનંદરૂપથી થાય છે; તેમ જ સર્વ બ્રહ્માંડમાં અસ્તિ, ભાતિ અને પ્રિયરૂપથી બ્રહ્મનો અનુભવ સિદ્ધ થાય છે. અને અસ્તિ કહેતાં સત્, ભાતિ કહેતાં ચિત્, પ્રિય કહેતાં આનંદ, એ રીતે બ્રહ્મ-આત્માનો અભેદ પણ અનુભવથી જણાય છે; માટે સામાન્ય જ્ઞાનરૂપ તું આત્મા બ્રહ્મરૂપ છે. તે બ્રહ્મરૂપ તારા આત્માના અજ્ઞાનથી નામ ને રૂપ એ બે અંશરૂપ જગત ભાસે છે; તેથી કલ્પિત છે. એમ જાણવું.

શિષ્ય: હે મહારાજ! જેમ સૂર્ય અંધકારનો વિરોધી છે તેમ જ્ઞાન અજ્ઞાનનું વિરોધી છે, તે હેતુથી જ્યારે મારું સ્વરૂપ જ્ઞાનરૂપ છે, ત્યારે તે મારા સ્વરૂપમાં અજ્ઞાન કહેવું સંભવતું નથી અને તમે તો કહ્યું, કે આત્માના અજ્ઞાનથી નામરૂપ કલ્પિત ભાસે છે, એમ કહેવું કેમ સંભવે?

### સામાન્ય તથા વિશેષ જ્ઞાન

ગુરુ: હે શિષ્ય! જ્ઞાન બે પ્રકારનું છે: એક સામાન્ય જ્ઞાન અને બીજું વિશેષ જ્ઞાન. તેમાં

સામાન્ય જ્ઞાન અજ્ઞાનનું વિરોધી નથી, પણ ઊલટું અજ્ઞાનને પ્રકટ કરે છે; અર્થાત્ અજ્ઞાનને દેખાડી આપે છે. જેમ સૂર્યનો પ્રકાશ (તડકો) કાષ્ઠ, તૃણ, તૂલ વગેરે સર્વ પદાર્થો ઉપર પડે છે. તે તડકામાં સામાન્યરૂપે અગ્નિ છે; તથાપિ કાષ્ઠ-તૃણ આદિકને બાળતો નથી ને ઊલટો કાષ્ઠ-તૃણ આદિકને દેખાડી આપે છે. અને જ્યારે એ જ તડકામાં આગિયો કાચ ધરવાથી વિશેષ અગ્નિ ઉત્પન્ન થાય છે, ત્યારે તે અગ્નિ, કાષ્ઠ-તૃણ આદિને બાળે છે; તેમ જ સામાન્ય જ્ઞાન સર્વ મનુષ્યોમાં છે, પણ હું અજ્ઞાની છું, હું મને જાણતો નથી, હું મનુષ્ય છું, કર્તા-ભોક્તા સુખી-દુઃખી છું, ઇત્યાદિ અજ્ઞાન તથા તેના કારણભૂત દેહાધ્યાસ તેનું વિરોધી નથી; એટલે અજ્ઞાન તથા તેના કાર્યને મટાડતું નથી. પણ ઊલટું અજ્ઞાનને તથા તેનાં કાર્યોને તે સામાન્ય જ્ઞાન દેખાડી આપે છે અને જો તે અજ્ઞાનનું વિરોધી હોત, તો અજ્ઞાન તથા તેનાં કાર્યોની કદાપિ પ્રતીતિ થાત નહિ અને થાય તો છે, માટે સામાન્ય જ્ઞાન અજ્ઞાનનું વિરોધી નથી અને તું આત્મા પણ સામાન્ય જ્ઞાનરૂપ છે તેમાં અજ્ઞાનથી કલ્પિત નામ-રૂપ ભાસે છે, એમ કહેવું સંભવે છે. અને જ્યારે બ્રહ્મનિષ્ઠ સદ્ગુરુ દ્વારા વેદાંતશાસ્ત્રના ઉપદેશથી હું સચ્ચિદાનંદરૂપ

આત્મા બ્રહ્મ છું, એવું બુદ્ધિની અંદર વિશેષ જ્ઞાન ઉત્પન્ન થાય છે, તેજ વખતે હું અજ્ઞાની છું એવું જે અજ્ઞાન તથા તેનું કાર્ય જે હું કર્તા-ભોક્તા, મનુષ્ય, વર્ણાશ્રમી, સુખી, દુઃખી, ઇત્યાદિ વિપરીત અધ્યાસ, તે સર્વની નિવૃત્તિ થાય છે.

બીજું દૃષ્ટાંત: જેમ કાષ્ઠમાં સામાન્યરૂપે અગ્નિ છે, પણ તે અગ્નિ કોઈને દેખાતો નથી, અને કાષ્ઠનો વિરોધી નથી એટલે બાળતો નથી; પણ જો બીજું કાષ્ઠ તેની સાથે મથન કરે, તો તે જ વખતે તે કાષ્ઠમાં વિશેષ અગ્નિ ઉત્પન્ન થઈ કાષ્ઠને બાળે છે; તેમ જ સામાન્ય જ્ઞાન પ્રાણી માત્રમાં છે, તથાપિ કોઇના અજ્ઞાનને દૂર કરતું નથી; પણ જ્યારે ગુરુશાસ્ત્રના ઉપદેશથી વિચારરૂપી મથનથી હું સચ્ચિદાનંદ-બ્રહ્મરૂપ છું, એવું વિશેષ જ્ઞાન ઉત્પન્ન થાય છે, ત્યારે જ અજ્ઞાન તથા તેનો કાર્યભૂત જે દેહાધ્યાસ તેની નિવૃત્તિ થાય છે.

શિષ્ય: સામાન્ય જ્ઞાન અને વિશેષ જ્ઞાન, એ બે જ્ઞાન કહ્યાથી દ્વૈત થશે અને સિદ્ધાંતમાં તો અદ્વિતીય જ્ઞાનરૂપ એક આત્મા છે એમ કહ્યું છે, તેમાં બાધ આવશે, તેનું સમાધાન કરો.

### સામાન્ય જ્ઞાન, અજ્ઞાન અને વિશેષ જ્ઞાન

ગુરુ: અદ્વિતીય સામાન્ય જ્ઞાનરૂપ આત્મા એક

સત્ય છે અને એ વિશેષ જ્ઞાન જે ગુરુશાસ્ત્રના ઉપદેશથી વૃત્તિ દ્વારા થાય છે, ને અજ્ઞાનને અને તેનું કાર્ય જે દેહાદિકમાં અધ્યાસ છે તેને મટાડીને પાછું પોતે પણ નિવૃત્ત થઈ જાય છે, તે તેથી જુદું નથી રહેતું; માટે દ્વૈત ન કહેવાય. કેવળ એક સામાન્ય જ્ઞાનરૂપ પૂર્ણ આત્મા રહે છે. તે ઉપર દૃષ્ટાંત કહું છું તે સાંભળ.

અજ્ઞાનને નિવૃત્ત કરતું વિશેષ જ્ઞાન

જેમ નદીનું પાણી ચોમાસાના દિવસમાં માટીથી મલિન થાય છે. તે પાણીને નિર્મળ કરવા સારુ વાસણમાં લઈને તેમાં નિર્મળ ફળ( કતક )-નો ભૂકો કરી નાખે છે; ત્યારે તે કતકરેણુ પાણીના મળને નીચે બેસાડીને પોતે પણ તેની સાથે જ નીચે બેસી જાય છે ને પાણીને નિર્મળ કરે છે; તેમ ગુરુ શાસ્ત્રના ઉપદેશથી ઉત્પન્ન થયેલું વિશેષ જ્ઞાન, અજ્ઞાનને મટાડી પોતે પણ નિવૃત્ત થાય છે. એટલે એક સામાન્ય જ્ઞાનરૂપ આત્મા અવશેષ રહે છે. વળી જેમ કાષ્ઠના મથનથી તેમાં વિશેષ અગ્નિ ઉત્પન્ન થઈને રસોઈ આદિ જે કાર્યો તેને સિદ્ધ કરી, કાષ્ઠને બાળી ભસ્મ કરી, તે વિશેષ અગ્નિ સામાન્ય અગ્નિમાં લય પામે છે; તેજ પ્રમાણે વિશેષ જ્ઞાન, અજ્ઞાનને નિવૃત્ત કરવારૂપી કાર્ય

કરીને, સામાન્ય જ્ઞાનમાં લય પામે છે; માટે દ્વૈત થતું નથી. એ રીતે વિશેષ જ્ઞાનરૂપ ચોથા મહાકારણ દેહનો પ્રકાશક તું આત્મા શુદ્ધસ્વરૂપ છે એમ સિદ્ધ થયું. હવે તે મહાકારણ દેહનાં જે તત્ત્વો છે તે તને કહું છું, તે તું કાન વિના શ્રવણ કર.

શિષ્ય: હે મહારાજ! કાન વિના શી રીતે સંભળાય?

ગુરુ: વગરસમજ્યે કાનથી સાંભળ્યું તે ન સાંભળ્યા બરાબર છે. મહાકારણદેહનાં તુરીય-અવસ્થા આદિ આઠ તત્ત્વો નિરૂપણ કર્યાં છે, તેમનાં નામ કેવળ કાનથી સાંભળે, પણ તે તુરીય આદિ નામોનો અર્થ અનુભવપૂર્વક એકાગ્રચિત્તથી ધારણ કર્યા વિના સમજાતો નથી; માટે અનુભવ સહિત વિચારપૂર્વક એકાગ્રચિત્તથી સાંભળવું તે કાન વિના સાંભળવું એમ જાણવું; પણ કાન વિના શબ્દ સાંભળવો એમ કાંઈ કહેવાનો અભિપ્રાય નથી.

મહાકારણ દેહનાં આઠ તત્ત્વો

તુર્યા અવસ્થા મૂર્દ્ધનિસ્થાન,
પરા વાચા આનંદાવભાસ ભોગ જાણ.
ઇચ્છા શક્તિ શુદ્ધ સત્ત્વ ગુણ માન,
અર્ધ માત્રા પ્રત્યગાત્મા અભિમાન.

ટીકા-તુર્યા અવસ્થા એટલે ચોથી અવસ્થા કહેવાય. તું તેનો પ્રકાશક તુર્યાતીત છે.

તુરીયાતીતનું નિરૂપણ

શિષ્ય : તુરીય એવું શુદ્ધ આત્માનું નામ છે અને તમે મને તુર્યાતીત કહ્યો, ત્યારે શુદ્ધ આત્માથી જુદો હું કોણ છું ?

ગુરુ : તુરીય જે શુદ્ધ આત્મા છે તેને જ મેં તુર્યાતીત કહ્યો છે, કેમ કે જાગ્રત, સ્વપ્ન તથા સુષુપ્તિ એ ત્રણ અવસ્થાને જાણવાવાળો એકરસ આત્મા તે ત્રણ અવસ્થાથી જુદો છે તથા તે ત્રણ અવસ્થાની અપેક્ષાથી તુરીય એટલે ચોથો એમ કહેવામાં આવે છે. પણ તે અવસ્થાનો નાશ થયાથી તુરીય (ચોથો) એવું નામ કહેવાય નહિ, માટે તુર્યાતીત છે; એટલે તુરીય એવા નામથી રહિત છે એમ કહ્યું; તેથી તુરીયરૂપ જે આત્મા તેજ તુર્યાતીત છે અને ત્રણ અવસ્થાની અપેક્ષાથી આત્માનું તુરીય એવું નામ કહેવાયું છે. એમ તોટક વૃત્તનો વેદાંતનો ગ્રંથ છે તેમાં પણ કહ્યું છે.

अनुष्टुप्

यदि जागरितप्रभृति त्रितयं
परिकल्पितमात्मनि मूढधिया ।

**अभिधानमिदं तदपेक्ष्य भवेत्**
**परमात्मपदस्य तुरीयमिति ॥ १ ॥**

ટીકા—જાગ્રત, સ્વપ્ન, સુષુપ્તિ, એવી જે ત્રણ અવસ્થા તે મૂઢબુદ્ધિવાળા પુરુષે આત્મામાં કલ્પી છે; એટલે એ ત્રણ અવસ્થા આત્માની માની છે. તે ત્રણ અવસ્થાની અપેક્ષાથી પરમાત્મપદનું તુરીય (ચોથું) એવું નામ પડ્યું છે.

માટે ત્રણ અવસ્થા વિના આત્માનું તુરીય એવું નામ કહેવાતું નથી, તેથી તુરીય તેને જ તુર્યાતીત કહ્યો, અર્થાત્ તુરીય નામરહિત કહ્યો, પણ તુર્યાતીત કહેતાં તુરીયથી જુદો પાંચમો આત્મા છે, એમ કહેવાનો અભિપ્રાય નથી. જેમ કોઈ પુરુષનું પુત્રની અપેક્ષાથી પિતા એવું નામ પડ્યું પણ પુત્રનો અભાવ થવાથી પછી પિતા એવું નામ કહેવાતું નથી, પણ પુરુષ તો છે જ. તેમ જ તુર્યાતીત છે તે તુર્યા અવસ્થાનું મૂર્ધન્યસ્થાન છે. જો કે તુરીય આત્મા નખથી શિખા પર્યંત આખા શરીરમાં વ્યાપી રહ્યો છે, તેથી મૂર્ધન્યસ્થાનમાં જ છે એમ નથી, પણ 'તુર્યા અવસ્થા મૂર્ધન્યસ્થાન' એવું કહ્યું તેનું કારણ એ, કે મૂર્ધન્યસ્થાન સર્વથી ઉત્તમ છે અને તુરીય આત્માનું સ્થાન પણ ઉત્તમ કહેવું

જોઈએ. માટે મૂર્ધન્યસ્થાન છે એમ કહ્યું છે, અને તે મહાકારણદેહની પરા (શબ્દઉચ્ચારની પહેલી અવસ્થા) એવે નામે વાચા છે અને ગુરુશાસ્ત્રથી આત્માનું યથાર્થ જ્ઞાન થયેથી હું કૃતાર્થ છું, હું ધન્ય છું, મારું જન્મ, મરણ આદિ દુઃખ દૂર થયું, એ રીતે જે વિશેષ આનંદનો અનુભવ થાય છે; તેનું નામ આનંદાવભાસ ભોગ એમ જાણવું. અને જ્ઞાન થયા પછી નિર્વિકલ્પ સુખનો અનુભવ કરવાની ઇચ્છા થાય છે, તેનું નામ ઇચ્છાશક્તિ, અને રજોગુણ–તમોગુણના સંબંધરહિત જે સત્ત્વગુણ તેનું નામ શુદ્ધ સત્ત્વગુણ જાણવો. આ અવસ્થામાં પ્રણવની અર્ધ માત્રા છે. ને હું દ્રષ્ટા છું, એવું જે અભિમાન તેને પ્રત્યગાત્મ અભિમાન કહેવાય છે. એ રીતે તુરીય અવસ્થા આદિ જે મહાકારણ દેહનાં આઠ તત્ત્વો કહ્યાં, તે વિશેષજ્ઞાનરૂપ સર્વ તત્ત્વોનો પ્રકાશક તું સામાન્ય પૂર્ણ જ્ઞાનસ્વરૂપ આત્મા છે.

સર્વ તત્ત્વથી આત્માની ભિન્નતા

એવાં સર્વ મળીને ચ્યાશી તત્ત્વ કહી,
તું એનો જાણનાર સ્વપ્રકાશ સહી.
અહં બ્રહ્માસ્મિ યહ દૃઢ હોઈ,
એ જ સાક્ષાત્કાર કહીએ સોઈ.

ટીકા—ઉપર કહી આવ્યા એવા સર્વ મળીને સ્થૂલ, સૂક્ષ્મ, કારણ તથા મહાકારણ એ ચારે દેહનાં બ્યાશી તત્ત્વ કહ્યાં. જેવાં કે, સ્થૂલદેહનાં તેત્રીશ, સૂક્ષ્મદેહનાં તેત્રીશ, કારણદેહનાં આઠ તથા મહાકારણ દેહનાં આઠ. એ સર્વ તત્ત્વોને જાણવાવાળો તું પ્રત્યક્ આત્મા સ્વયંપ્રકાશ છે, તેમાં સંદેહ નથી. માટે હે શિષ્ય! એમ વિચાર કરીને હું ઉપાધિરહિત શુદ્ધ બ્રહ્મ છું એવો જ્યારે દૃઢ નિશ્ચય થાય, ત્યારે તેનું નામજ સાક્ષાત્કાર કહેતાં અપરોક્ષ જ્ઞાન કહેવાય.

પરોક્ષ તથા અપરોક્ષ જ્ઞાનનું રૂપ

જ્ઞાન બે પ્રકારનું છે; એક પરોક્ષ જ્ઞાન અને બીજું અપરોક્ષ જ્ઞાન. તેમાં અપરોક્ષ જ્ઞાનનું નામ સાક્ષાત્કાર કહેવાય, ત્યાં પંચદશીનું પ્રમાણ કહે છે.

अनुष्टुप्

अस्ति ब्रह्मेति चेद्वेद परोक्षज्ञानमेव तत् ।
अहं ब्रह्मेति चेद्वेद साक्षात्कारः स उच्यते ॥

ટીકા—અજ્ઞાન બે પ્રકારનું છે. એક પરોક્ષ અને બીજું અપરોક્ષ. તેમાં પરબ્રહ્મ સત્યરૂપ છે. એ રીતે બ્રહ્મને આત્માથી ભિન્નરૂપ જાણે છે તે જ્ઞાનને પરોક્ષ જ્ઞાન કહેવાય છે. અને તે નિર્વિકલ્પ બ્રહ્મ હું છું, એમ અનુભવથી અભેદરૂપ જે જાણે છે તેનું નામ

સાક્ષાત્કાર કહેતાં અપરોક્ષ જ્ઞાન કહેવાય છે.

જેમ સાકર મીઠી છે, એમ કોઈના કહેવાથી સાકરને મીઠી છે એમ જાણે છે તે સાકરનું પરોક્ષ જ્ઞાન કહેવાય. અને જ્યારે તે સાકર ખાઈને તેના સ્વાદનો પ્રત્યક્ષ અનુભવ કરે છે, ત્યારે સાકરનું અપરોક્ષ જ્ઞાન થયું કહેવાય છે. તેમ જ શાસ્ત્ર દ્વારા પરમાત્મા સત્, ચિત્ અને આનંદરૂપ છે એમ જાણવું; તે પરોક્ષ જ્ઞાન કહેવાય, અને ગુરુશાસ્ત્રના અનુગ્રહથી વિચારપૂર્વક બ્રહ્મને સત્, ચિત્ અને આનંદના અનુભવપૂર્વક પોતારૂપ જાણવું, તેનું નામ અપરોક્ષ જ્ઞાન કહેવાય.

ચાર દેહથી આત્માની ભિન્નતા

હવે નીચેની બાવીસમી ચોપાઈમાં ચાર દેહથી ભિન્નરૂપ આત્માના અપરોક્ષ જ્ઞાનનું ફળ કહે છે.

એવા ચાર દેહથી ન્યારો હોય,
તો હમણાં મુક્તિસુખ પામે સોય,
સર્વવ્યાપક સહુથી ન્યારો,
વિવેકદષ્ટિ કરી વિચારો.

ટીકા–પૂર્વે નિરૂપણ કર્યા એવા જે સ્થૂલ, સૂક્ષ્મ, કારણ અને મહાકારણ એ ચાર દેહ, તેથી ન્યારો કહેતાં ચાર દેહથી ભિન્ન પ્રકાશક શુદ્ધ

સામાન્ય ચૈતન્ય આત્મા મારું સ્વરૂપ છે, એવા દૃઢ બોધથી દેહાધ્યાસનો ત્યાગ કરે, તો તે હમણાં જીવમાં જ એટલે આ દેહમાં જ મોક્ષસુખ પ્રાપ્ત કરે છે.

શિષ્ય: હે ગુરુ! ભેદદૃષ્ટિ કેવળ દુઃખનો હેતુ છે ને તે દુઃખની નિવૃત્તિ વેદાંતશાસ્ત્રમાં પ્રતિપાદન કરેલા અભેદરૂપ આત્મજ્ઞાન વડે થાય છે અને મોક્ષ પણ તેથી જ થાય છે, એવું મેં શાસ્ત્રમાં સાંભળ્યું છે; તથાપિ તમે તો આત્માને ચાર દેહથી ભિન્ન છે એમ નિરૂપણ કરો છો, ત્યારે આત્માથી દેહ જુદો અને દેહથી આત્મા જુદો; તેમ જ આત્માથી ભૂતભૌતિક પ્રપંચ જુદો અને તે પ્રચંચથી આત્મા જુદો એમ પરસ્પર ભેદથી દ્વૈત સિદ્ધ થાય છે. તેનાથી અદ્વૈતસિદ્ધાંતમાં વિરોધ આવે છે; માટે તેનું સમાધાન સંક્ષેપથી કૃપા કરીને કહો.

જગતનું મિથ્યાત્વ

ગુરુ: હે શિષ્ય! જેવું બ્રહ્મસ્વરૂપ સત્ય છે, તેમ જ બ્રહ્મથી જુદા ચાર દેહ તથા ભૂતભૌતિક પ્રપંચ જો સત્ય હોય, તો દ્વૈત સિદ્ધ થાય, પણ તે દેહાદિક સર્વ પ્રપંચ બ્રહ્મ વિષે કલ્પિત છે: જેમ રજ્જુ(દોરડી) વિષે સર્પ, ભૂછિદ્ર, મૂત્રધારા આદિ કલ્પિત ભાસે છે, પણ તે કલ્પિત સર્પાદિકની

દોરીથી ભિન્ન સત્તા નથી. જેમ શુક્તિમાં(છીપમાં) કલ્પિત રજત(રૂપું) આદિની શુક્તિથી ભિન્ન સત્તા નથી, તંતુથી પટની ભિન્ન સત્તા નથી, સુવર્ણથી આભૂષણની ભિન્ન સત્તા નથી, મૃતિકાથી ઘટશરાવાદિકની ભિન્ન સત્તા નથી, આકાશમાં કલ્પિત શ્યામતાની આકાશથી ભિન્ન સત્તા નથી અને મરુભૂમિમાં કલ્પિત મૃગજળની મરુભૂમિથી ભિન્ન સત્તા નથી, તેમ દેહાદિ સર્વ પ્રપંચની આત્મસત્તાથી ભિન્ન સત્તા નથી. આત્મામાં કલ્પિત અસદ્રૂપ ભાસે છે તે અસદ્રૂપ દેહાદિ પ્રપંચથી દ્વૈત સિદ્ધ થતું નથી. એક અદ્વિતીય આત્મા સત્ય છે તેથી અદ્વૈત સિદ્ધાંતમાં કાંઈ વિરોધ આવતો નથી. દેહાદિ જગત સર્વ અસત્ય છે ને આત્મા એક સત્ય છે, એમ શ્રીકૃષ્ણ ભગવાને અર્જુનને ભગવદ્દગીતાના બીજા અધ્યાયમાં કહ્યું છે.

ગીતાનું પ્રમાણ

अनुष्टुप

**नासतो विद्यते भावो नाभावो विद्यते सतः ।**
**उभयोरपि दृष्टोन्तस्त्वनयोस्तत्त्वदर्शिभिः ॥**

ટીકા—અસદ્રૂપ એવું જે આ ભૂતભૌતિક નામરૂપાત્મક દેહાદિક સર્વ જગત તેનો કોઈ કાલે

સદ્દભાવ નથી, સર્વદા અસદ્રૂપ છે. એક, અદ્વિતીય, અજ, અજર, અમર, સદ્દઘન. ચિદ્દઘન, આનંદઘન, પરિપૂર્ણ, નિરવયવ અને નિષ્ક્રિય એવો જે સદ્રૂપ આત્મા તેનો કોઈ કાલે અભાવ નથી, સર્વકાલ સદ્રૂપ છે. એ રીતે અસત્ય એવું જગત અને સત્યરૂપ એવો આત્મા એ બન્નેનો પરમાત્મતત્ત્વને સત્ય જાણનાર એવા જ્ઞાની પુરુષોએ અંત જોયો છે. (નિર્ણય કરેલો છે.) એટલે જગત સર્વ ખોટું છે ને આત્મા એક સાચો છે એમ નિશ્ચય કર્યો છે.

શિષ્ય : હે મહારાજ ! જ્યારે આ જગત અસત્ય છે, ત્યારે તે દેખાવું ન જોઈએ ને તે અસત્યથી સુખદુઃખ પણ થવું ન જોઈએ, પણ તેમ નથી. આ જગત દેખાય છે ને તેનાથી સુખદુઃખ પણ થાય છે, ત્યારે તેને અસત્ય કેમ કહેવાય તે કહો.

### અસત્યથી થતું દુઃખ

ગુરુ : સાચું હોય તેજ દેખવામાં આવે ને સાચાથી જ સુખદુઃખ થાય એવો કાંઈ નિયમ નથી. અસત્ય પણ દેખવામાં આવે છે ને અસત્યથી સુખદુઃખ પણ થાય છે. જેમ સ્વપ્ન અસત્ય છે ને દેખાય છે, તથા તેનાથી સુખદુઃખ પણ થાય છે. જેમ શુક્તિમાં કલ્પિત રૂપું ને રજ્જુમાં કલ્પિત સર્પ અસત્ય છે, તોપણ દેખાય છે અને તેનાથી

સુખદુઃખ પણ થાય છે. જેમ મૃગજળ તથા આકાશમાં નીલતા અસત્ય છે અને દેખાય છે, તેમ જગત અસત્ય છે; તોપણ દેખાય છે તેથી સાચું જ દેખાય એમ કાંઈ નથી.

બંધન ન કરતું ઈશ્વરનું જગત

ઈશ્વરે માયાથી કલ્પિતરૂપ રચેલું એવું આ ભૂતભૌતિક જગત અસદ્રૂપ ભલે દેખવામાં આવે. તેને દૂર કરવાનું કાંઈ પ્રયોજન નથી; કેમ કે તે ઈશ્વરે રચેલું જગત કોઈને બંધન કરતું નથી. પણ તે ઈશ્વરના રચેલ જગતમાં સત્યબુદ્ધિ કરીને જીવે, જે પોતાના મનથી દ્વૈત રચેલું છે, તે બંધન કરે છે; તેથી તેની નિવૃત્તિ કરવી.

શિષ્ય : ઈશ્વરે રચેલું જગત આ પ્રસિદ્ધ દેહાદિ રૂપ દેખવામાં આવે છે, પણ તેમાં જીવે રચેલું દ્વૈત કયું છે? જેથી બંધન થાય છે તે કહો.

ગુરુ : ઈશ્વરનાં રચેલાં દેહ, સ્ત્રી, પુત્ર, ધન વગેરેમાં જે અહંતા–મમતારૂપ દૃઢ અધ્યાસ દેખાય છે તે જીવનો કરેલો છે. તે અધ્યાસ બંધનનો તથા દુઃખનો હેતુ છે. આ દેહ કોઈને બંધન કરતો નથી પણ તેમાં અહંતા-મમતારૂપ જીવસૃષ્ટિ છે, તે બંધનનું કારણ છે.

બંધન કરતું જીવજગત

ઈશ્વરની રચેલી માંસમયી સ્ત્રી મરી જવાથી

તે સ્ત્રીમાં જો મમત્વ ન હોય, તો કોઈને દુઃખ થતું નથી. પણ તેમાં આ મારી મા છે, આ મારી પુત્રી છે, આ મારી સ્ત્રી છે, આ મારી બહેન છે, ઇત્યાદિ મમત્વરૂપ ભિન્નભિન્ન જીવની રચેલી મનોમયી સ્ત્રીનો નાશ થવાથી દુઃખ થાય છે. જેમ કોઈનો પુત્ર અતિ દૂર દેશ ગયો હોય ને તે ત્યાં જીવે છે, પણ કોઈ દુષ્ટ ઠગારા માણસે આવીને તેના પિતાને કહ્યું, કે 'તારો પુત્ર તે દેશમાં મરી ગયો,' ત્યારે તે પિતા મારો પુત્ર મરી ગયો એમ મનમાં માનીને અતિક્લેશ સહિત રુદન કરે છે. અને તેજ પુત્ર દૂર દેશમાં મરી ગયો છે, પણ તેના પિતાને 'તારો પુત્ર તે દેશમાં મરી ગયો છે' એમ જ્યાંસુધી કોઈએ કહ્યું નથી, ત્યાંસુધી તે પિતાના મનમાં જરા માત્ર પણ દુઃખ નથી. હવે જુઓ, ઈશ્વરનો રચેલ પુત્ર બહાર જીવે છે પણ મનમાં મરી ગયો એમ જાણીને કેટલું દુઃખ થાય છે? અને ઈશ્વરનો રચેલો બહાર મરી ગયો હોય ને મનમાં મારો પુત્ર જીવે છે એમ માન્યું છે, તો કાંઈ દુઃખ થતું નથી. એ રીતે સર્વત્ર મનનું રચેલું દ્વૈત બંધન આપે છે. તે માટે આત્મજ્ઞાનથી તેની નિવૃત્તિ કરવી.

### યોગાભ્યાસથી મોક્ષ થતો નથી

શિષ્ય : જ્યારે મનનું રચેલું દ્વૈત બંધન કરનારું

છે, ત્યારે તે માનસ દ્વૈતની નિવૃત્તિ મનના નિરોધ-રૂપી યોગથી થશે, તે માટે યોગાભ્યાસ કરવો. આત્મજ્ઞાનનું શું પ્રયોજન છે, તે કહો.

### જ્ઞાન વિના મુક્તિ નથી

ગુરુ : જ્ઞાન વિના કેવળ યોગાભ્યાસથી તાત્કાલિક દ્વૈતની નિવૃત્તિ થાય છે; એટલે યોગથી જેટલો વખત મન એકાગ્ર હોય છે, તેટલો વખત દ્વૈતની પ્રતીતિ થતી નથી; પરંતુ આત્મજ્ઞાન વિના કેવળ યોગાભ્યાસથી ફરી જન્મ ન થાય એવી રીતે દ્વૈતની અત્યંત નિવૃત્તિ થતી નથી. શ્રુતિમાં પણ જ્ઞાન થયા વિના જન્મ–મરણાદિ દુઃખની નિવૃત્તિ થતી જ નથી, એવો નિયમ કરેલો છે. તે એવી રીતે કે 'જ્ઞાનથી જ કૈવલ્ય (મોક્ષ) થાય છે, જ્ઞાન વિના મુક્તિ થતી નથી.' અને શ્વેતાશ્વતર ઉપનિષદમાં પણ એમ કહ્યું છે, કે 'જ્યારે મનુષ્યો આકાશને ચર્મની પેઠે વેષ્ટન કરશે, એટલે કે મૃગચર્મ લાંબું હોય છે તેનો હાથ વડે જેમ વીંટા કરે છે તેમ આકાશરૂપી પોલાણનો વીંટો કરશે, ત્યારે દેવને (સ્વયંપ્રકાશ આત્માને) જાણ્યા વિના દુઃખનો અંત થશે.' હવે કહેવાનો ભાવાર્થ એ છે કે આકાશનો વીંટો જેમ કોઈ કાળે થવાનો નથી, તેમ આત્મજ્ઞાન થયા વિના કેવળ યોગાભ્યાસથી જન્માદિ દુઃખના કારણરૂપ જે મનોમય

દ્વૈત તેની અત્યંત નિવૃત્તિ કોઈ કાળે થવાની નથી.

શિષ્ય : આ બહાર દેખાય છે એવું જે ઈશ્વરે કરેલું દ્વૈત તેનું નિવારણ કર્યા વિના અદ્વૈત આત્માનું જ્ઞાન જ પેદા નહિ થાય, ત્યારે તે જ્ઞાન માનસ દ્વૈતને કેમ નિવૃત્તિ કરશે તે કહો.

ગુરુ : અસદ્રૂપ બહારના દ્વૈતને નિવારણ કર્યા વિના કેવળ ગુરુશાસ્ત્રના ઉપદેશથી તે દ્વૈતને મિથ્યારૂપ જાણ્યાથી જ અદ્વૈતરૂપ આત્માનું જ્ઞાન થાય છે.

શિષ્ય : બાહ્ય દ્વૈતને મિથ્યારૂપ જાણવાથી જ અદ્વૈત જ્ઞાન થતું નથી, દ્વૈતના નિવારણથી જ એટલે બહારનું દ્વૈત (જગત) દેખવામાં ન આવે એમ કરવાથી જ અદ્વૈત જ્ઞાન થાય છે, તે વિના નથી થતું. તે માટે બાહ્ય દ્વૈતનું નિવારણ કરવું.

### અદ્વૈત જ્ઞાન અને બાહ્ય દ્વૈત

ગુરુ : બાહ્ય દ્વૈતના નિવારણથી જ જો અદ્વૈત જ્ઞાન થતું હોય, તો સુષુપ્તિઅવસ્થામાં તથા પ્રલય-કાલમાં સર્વ પ્રાણીઓને પ્રયત્ન કર્યા વિના પણ સમગ્ર બાહ્ય દ્વૈતની નિવૃત્તિ થાય છે; તેથી અદ્વૈત આત્માનું જ્ઞાન થવું જોઈએ, પણ તે વખતે જ્ઞાન થવાના સાધનરૂપ ગુરુશાસ્ત્રાદિકનો અભાવ હોવાથી અદ્વૈત જ્ઞાન થતું નથી, અને જ્ઞાન વિના આત્યંતિક દુઃખની નિવૃત્તિપૂર્વક મોક્ષ પણ થતો નથી; માટે

દ્વૈત ન દેખાય તો જ અદ્વૈત જ્ઞાન થાય એવું કહેવું વ્યર્થ છે અને ઈશ્વરનું રચેલું જે બાહ્ય દ્વૈત દેખાય છે તે કાંઈ અદ્વૈત જ્ઞાનને બાધ કરે એમ નથી, ઊલટું ગુરુશાસ્ત્રદ્વાર અદ્વૈત જ્ઞાન થવાનું સહાયક છે. અને તેને મિથ્યા જાણ્યા વિના બીજા પ્રકારથી કોઈથી મટાડી શકાય એમ પણ નથી. તે સારુ ઈશ્વરકૃત દ્વૈત ભલે રહ્યું, શા સારુ તેનો દ્વેષ કરે કરે છે? જીવકૃત દ્વૈત બંધન કરે છે; તેથી તેને નિવૃત્ત કરવા પ્રયત્ન કરવો.

## જીવકૃત અને શાસ્ત્રીય દ્વૈત

શિષ્ય: જીવકૃત દ્વૈત પૂર્વે તમે સંક્ષેપથી કહ્યું તે જ છે કે બીજું પણ છે? જો કહો કે બીજું પણ છે તો તે કેટલા પ્રકારનું છે, તે કૃપા કરી કહો.

ગુરુ: વિદ્યારણ્યમુનિએ જીવકૃત દ્વૈત બે પ્રકારનું કહ્યું છે. એક શાસ્ત્રીય ને બીજું અશાસ્ત્રીય. તેમાં પ્રત્યેક બ્રહ્મનું એકત્વ વિચારરૂપ જે વેદાંતશાસ્ત્રનું શ્રવણ-મનનાદિ કરવું, તેનું નામ શાસ્ત્રીય મનોમય દ્વૈત કહેવાય. તે શાસ્ત્રીય દ્વૈતનો જ્યાં સુધી સચ્ચિદાનંદ બ્રહ્મરૂપ પ્રત્યગાત્માનો અપરોક્ષ દૃઢ બોધ સિદ્ધ થયો નથી, ત્યાં સુધી ત્યાગ કરવો નહિ. કામાદિકની નિઃશેષ નિવૃત્તિપૂર્વક અદ્વૈત તત્ત્વનો દૃઢ બોધ સિદ્ધ થયા પછી જ ત્યાગ કરવો; તોપણ સદ-

સદ્વિચારમાં કુશળ એવો બુદ્ધિમાન પુરુષ, વેદાંત-શાસ્ત્રનો અભ્યાસ કરીને તે દ્વારા પરોક્ષ તથા અપરોક્ષ જ્ઞાનમાં તત્પર થઈને, જેમ વ્રીહિ(ડાંગર)-માંથી તાંદુલને કાઢી લઈને ફોતરાંનો ત્યાગ કરે છે તે સમગ્ર શાસ્ત્રનો ત્યાગ કરે છે. એ રીતે શ્રુતિમાં દૃઢ બોધ સિદ્ધ થયા પછી શાસ્ત્રીય દ્વૈતનો ત્યાગ કરવાનું કહ્યું છે; તથાપિ તે શ્રુતિમાં વિચારની અવધિ કહી છે. પણ બોધ થયા પછી સદ્વિચાર ન કરવો એમ નિષેધ કર્યો નથી; તેથી દૃઢ બોધ થયા પછી પણ પૂર્વ પ્રવાહથી પ્રાપ્ત થયેલ શાસ્ત્રવિચારાદિ શાસ્ત્રીય દ્વૈતને કલ્પિત રૂપ જાણીને તે દ્વારા સદ્વિચારમાં કાલક્ષેપ કરવાથી કાંઈ બાધ દેખાતો નથી.

શિષ્ય : હે મહારાજ ! જ્યારે શાસ્ત્રવિચારાદિકને પણ તમે કલ્પિત કહો છો, ત્યારે તેથી સાંસારિક બંધનની નિવૃત્તિ કેમ થશે, તે કહો.

ગુરુ : જેને નિવૃત્ત કરવો છે, એવો સંસાર ક્યાં સાચો છે ? તેથી 'જેવો યક્ષ તેવું બલિદાન' એવા ન્યાયથી જેમ સ્વપ્નકલ્પિત સિંહના દર્શનથી કલ્પિત સ્વપ્નની નિવૃત્તિ થાય છે, તેમ કલ્પિત શાસ્ત્રાદિકથી કલ્પિત સંસારની નિવૃત્તિ થાય છે.

### અશાસ્ત્રીય દ્વૈત

હવે અશાસ્ત્રીય દ્વૈત બે પ્રકારનું છે. એક

તીવ્ર ને બીજું મંદ. તે બંનેમાં કામક્રોધાદિકને તીવ્ર અને મનોરાજ્યને મંદ કહ્યું છે. તે બન્નેનો અદ્વૈત તત્ત્વબોધ થયાની પહેલાંજ ત્યાગ કરવો; કેમ કે તત્ત્વબોધ થવા સારુ તત્ત્વબોધનાં ચાર સાધન કહ્યાં છે. તેમાં એક તો વિવેક (આત્મા સત્ય છે ને તે વિના સર્વ અસત્ય છે,) બીજું વૈરાગ્ય(આ લોકના તથા પરલોકના ભોગની અનિચ્છા), ત્રીજું ષટ્ સંપતિ તેમાં ૧ શમ (વાસનાનો ત્યાગ), ૨ દમ (બાહ્યેંદ્રિયોનો નિગ્રહ), ૩ ઉપરતિ (પ્રપંચથી નિવૃત્તિ), ૪ તિતિક્ષા(શીતોષ્ણાદિ દ્વંદ્વ ધર્મોની સહનતા), ૫ શ્રદ્ધા (બ્રહ્મનિષ્ઠ ગુરુનાં તથા વેદાંતશાસ્ત્રનાં વાકયોમાં ભક્તિ), ૬ સમાધાન ષટ્સંપત્તિ (ચિત્તની એકાગ્રતા): એ છ મળીને ત્રીજું સાધન અને ચોથું મોક્ષેચ્છા (હું સંસારનાં બંધનથી મુક્ત થાઉં એવી ઇચ્છા). એ રીતે આત્મજ્ઞાનનાં ચાર સાધનમાં ત્રીજું સાધન ષટ્સંપત્તિ કહી છે. તેમાં પ્રથમ શમરૂપ સાધન કહ્યું, તેથી કામ-ક્રોધાદિકના ત્યાગરૂપ વાસનાનો ત્યાગ કહ્યો છે ને સમાધાનરૂપ છઠ્ઠું સાધન કહ્યું, તેથી મનોરાજ્યના ત્યાગરૂપ ચિત્તની એકાગ્રતા કહી છે, તેથી પ્રથમ સાધનઅવસ્થામાં કામક્રોધાદિકનો ત્યાગ કરીને બોધ પ્રાપ્ત કરવો.

અશાસ્ત્રીય દ્વૈતનો ત્યાગ

શિષ્ય : બોધ સિદ્ધ થવા સારુ બોધ થવા પહેલાં કામાદિ અશાસ્ત્રીય દ્વૈતનો ત્યાગ કરવો એમ તમે કહ્યું તે ઠીક છે, પણ તત્ત્વબોધ થયા પછી તે ગ્રહણ કરે. તો તેમાં શો બાધ છે એમ શંકા પેદા થાય, તો તેનું શું સમાધાન છે તે કહો.

ગુરુ : બોધ થયા પછી પણ જીવન્મુક્તના સિદ્ધ થવા સારુ તેનો ત્યાગ કરવો; કેમ કે કામક્રોધાદિ રૂપ કલેશથી જે બંધનવાળો છે તેને જીવન્મુક્તિ સિદ્ધ થતી નથી એ બાધ છે.

શિષ્ય : હે મહારાજ ! જન્મ-મરણાદિ દુઃખ જેમાં છે એવા સંસારથી હું ઘણો ખેદ પામેલો છું; તેથી જન્માદિક દુઃખ જેમાં નથી એવી અત્યંત મોક્ષસુખરૂપ વિદેહમુક્તિ મને પ્રાપ્ત થશે; તેથી હું કૃતાર્થ થઈશ. અહીં જીવે ત્યાં સુધી રહે એવી જીવન્મુક્તિ મારે જોઈતી નથી.

ગુરુ : કામક્રોધાદિકનો ત્યાગ કરીને જો હું જીવન્મુક્તિ સંપાદન કરીશ. તો આ લોકના મારા ભોગ જતા રહેશે એવા ભયથી જ્યારે જીવન્મુક્તિને તું મૂકી દે છે, ત્યારે હું વિદેહમુક્ત થઈશ, તો મારા સ્વર્ગના ભોગ જતા રહેશે, એવા ભયથી વિદેહમુક્તિને પણ તું મૂકી દઈશ, જેથી સ્વર્ગ માત્ર

તને પ્રાપ્ત થશે; પણ જન્માદિ દુઃખરહિત વિદેહમુક્તિ પ્રાપ્ત નહિ થાય.

શિષ્ય : સ્વર્ગના સર્વ ભોગ નાશવંત છે, સાતિશય છે ને ભોગને અંતે સ્વર્ગથી અધઃપાત થાય છે ઇત્યાદિ સ્વર્ગમાં અનેક દોષ રહ્યા છે; તેથી હું તેનો ત્યાગ કરીશ. સ્વર્ગની મને અપેક્ષા નથી.

ગુરુ : જ્યારે સ્વર્ગમાં ક્ષય અને સાતિશયાદિ દોષ છે, તેથી સ્વર્ગનો ત્યાગ કરે છે, ત્યારે પોતે સ્વાભાવિક દોષરૂપ ધર્માદિ સર્વ પુરુષાર્થનો નાશ કરનારા ને અત્યંત દુઃખ દેનારા જે કામક્રોધાદિક તેનો ત્યાગ કેમ નથી કરતો?

શિષ્ય : વૈરાગ્યાદિ સાધનથી અતિ અનર્થના કારણરૂપ કામાદિકનો મેં ત્યાગ કરેલો છે, ત્યારે આ લોકમાં ભોગ માત્રને ઉપયોગી કામાદિકનું ગ્રહણ કરવાથી કયો દોષ છે, તે કહો.

યથેષ્ટાચરણનો નિષેધ

ગુરુ : હે શિષ્ય! આત્મતત્ત્વને જાણીને પણ જો નિઃશેષ (સમગ્ર) કામક્રોધાદિકનો ત્યાગ તું નહિ કરે અને કામાદિકને વશ થઈને 'હું તત્ત્વવેત્તા છું, મારા ઉપર વિધિનિષેધશાસ્ત્રનો ઉપદેશ નથી' એવા અભિમાનથી ધર્મશાસ્ત્રને તથા તેમાં નિરૂપણ કરેલાં પુણ્યકર્મોને પણ મૂકી દેવાથી યથેષ્ટ આચરણમાં

(શાસ્ત્રે કહેલ વર્ણાશ્રમના ધર્મની મર્યાદા મૂકીને સ્વેચ્છાથી વર્તવામાં) તારી પ્રવૃત્તિ થશે ને હે શિષ્ય! તું કદાચિત્ એમ કહીશ કે ભલે થાઓ, તો તેમ થવું યોગ્ય નથી. એ રીતે નૈષ્કર્મ્યસિદ્ધિ નામના ગ્રંથમાં શ્રીસુરેશ્વરાચાર્યે વિસ્તારથી નિરૂપણ કર્યું છે. તેમનો અભિપ્રાય એ છે, કે જે પુરુષે અદ્વૈત પરમાત્મતત્ત્વ જાણ્યું છે ને તેની જો યથેષ્ટાચરણમાં પ્રવૃત્તિ થશે, તો અભક્ષ્યનું ભક્ષણ કરવા આદિ ધર્મમાં પણ પ્રવૃત્તિ થવાથી શ્વાનનો ને તત્ત્વજ્ઞાની-નો સરખો વ્યવહાર થશે. પણ જેને તત્ત્વજ્ઞાન થયું છે તેને યથેષ્ટાચરણ થવું જ સંભવતું નથી; કેમ કે જેણે પૂર્વજન્મમાં અધર્માચરણ કરેલું હોય છે, તેને આ જન્મમાં પણ અધર્મમાં રુચિ થઈને યથેષ્ટાચરણમાં પ્રવૃત્તિ થાય છે; પણ જેને તત્ત્વજ્ઞાન થાય છે તે તો પુણ્યકર્મોથી થાય છે. અને અનેક જન્મોમાં અનેક યજ્ઞ, દાનાદિક પુણ્યકર્મોથી સર્વ પાપની નિવૃત્તિપૂર્વક જેનું અંતઃકરણ શુદ્ધ થયું છે, તેને તત્ત્વજ્ઞાન ઉત્પન્ન થતાં મોક્ષની પ્રાપ્તિ થાય છે એમ ભગવદ્ગીતામાં શ્રીકૃષ્ણે કહ્યું છે; અને યજ્ઞથી અન્ન-ધન આદિના દાનથી, મન તથા ઇંદ્રિયોના નિગ્રહરૂપી તપથી અથવા કૃચ્છ્રચાંદ્રાયણાદિ રૂપ તપથી બ્રાહ્મણો આત્મતત્ત્વને જાણવાની ઇચ્છા કરે છે, એ રીતે

શ્રુતિમાં પણ કહ્યું છે; તેથી અનેક પુણ્યકર્મના ફળરૂપ જે તત્ત્વજ્ઞાન તે પ્રાપ્ત થતાં પાપકર્મના ફળરૂપ જે યથેષ્ટાચરણ તેમાં પ્રવૃત્તિ થતી નથી. જેમ કોઈ પુરુષ અતિશય ક્ષુધાથી પીડિત હોય, તોપણ આ વિષવાળું અન્ન છે એમ જાણે, તો તે અન્નને ખાવાને પ્રવૃત્ત થાય નહિ, ત્યારે તે પુરુષ મિષ્ટાન્ન ખાઈને તૃપ્ત થયા પછી એ વિષવાળું અન્ન ખાવા કેમ પ્રવૃત્ત થશે? અર્થાત્ નહિ થાય. તેમ જે સમયે મુમુક્ષુઅવસ્થા હતી, તે સમયે પણ શાસ્ત્રના કહેલા પોતાના વર્ણાશ્રમોના ધર્મ અનુસાર પ્રવૃત્તિ હતી; પણ યથેષ્ટાચરણમાં પ્રવૃત્તિ ન હતી, ત્યારે જેને પુણ્યકર્મના અનુષ્ઠાનપૂર્વક ઈશ્વરના અનુગ્રહથી સર્વ લોકોના ભોગો પ્રત્યે વૈરાગ્યવાન થતાં આત્માનું જ્ઞાન થયું છે ને તે જ્ઞાનથી તૃપ્ત છે, તેની યથેષ્ટાચરણમાં પ્રવૃત્તિ કેમ થાય? અર્થાત્ નહિ જ થાય. તે સારુ હે મુમુક્ષો! તું તત્ત્વજ્ઞાનવાળો છે. જે જ્ઞાન પ્રાપ્ત કરીને સનકાદિક તથા શુકાદિક ઉત્તમ પદવી પામેલ છે, તે જ્ઞાન પ્રાપ્ત કરી સર્વથી અધમ પશુ સૂકર સરખા થવાની ઇચ્છા ન કર, ને બંધન દેનારા તીવ્ર મનોમય કૃતરૂપ કામ, ક્રોધ, લોભ, મોહ ઇત્યાદિ સર્વ દોષોમાં દોષદૃષ્ટિ કરી ત્યાગ કરીને તથા સર્વ અનર્થના મૂલભૂત મનોમય

દ્વૈતરૂપ મનોરાજ્યનો (મનના રચેલા અનેક પ્રકારના વિષયોના સંકલ્પોનો) પણ ત્યાગ કરીને સચ્ચિદાનંદ પરિપૂર્ણ પરમાત્મામાં અભેદસ્થિતિરૂપ જીવન્મુક્તિનું સુખ સંપાદન કર અને મનોમય દ્વૈતરૂપ કામ-ક્રોધાદિ આસુરી સંપત્તિ બંધન દેનારી છે, તેથી તેનો ત્યાગ કરવો, એમ ભગવદ્‌ગીતામાં શ્રીભગવાને પણ કહ્યું છે.

નરકના હેતુ કામાદિક

अनुष्टुप्

त्रिविधं नरकस्येदं द्वारं नाशनमात्मनः।
कामः क्रोधस्तथा लोभस्तस्मादेतत्त्रयं त्यजेत्॥

ટીકા—શ્વાનસૂકરાદિ નીચ યોનિરૂપી નરકમાં જવાને કામ, ક્રોધ ને લોભ, એ ત્રણ પ્રકારનું દ્વાર (માર્ગ) છે ને તે કામાદિક મોક્ષમાર્ગમાં પ્રવૃત્ત થયેલા મુમુક્ષુ પુરુષના મોક્ષરૂપી પુરુષાર્થનો નાશ કરે છે. તે માટે કામ, ક્રોધ ને લોભ એ ત્રણેનો વિવેકપૂર્વક આત્મવિચારથી ત્યાગ કરવો.

કામક્રોધાદિકની નિવૃત્તિ થયા વિના જીવન્મુક્તિનું સુખ સિદ્ધ થતું નથી, તે માટે તેની નિવૃત્તિ કરીને કલ્પિતરૂપ દેહાદિ પ્રપંચથી ભિન્નરૂપ અદ્વિતીય

આત્માનો ગુરુશાસ્ત્રના ઉપદેશથી અનુભવ કરીશ, તો હમણાં (તત્કાલ આ જ દેહમાં) મોક્ષસુખને વિસ્મૃત કંઠાભરણ પેઠે પ્રાપ્ત થઇશ.

આત્માની વ્યાપકતા

એ રીતે ચોપાઇના પૂર્વાર્ધમાં કલ્પિતરૂપ સર્વ દેહાદિ પ્રપંચથી ભિન્નરૂપ અદ્વિતીય આત્માના જ્ઞાનથી મોક્ષરૂપ આત્મસુખની પ્રાપ્તિ આ જ દેહમાં થાય છે એમ નિરૂપણ કર્યું. હવે ચોપાઇના ઉત્તરાર્ધમાં સર્વત્ર જગતમાં અધિષ્ઠાનરૂપથી આત્મા વ્યાપક છે ને તે કલ્પિત જગતથી જુદો છે એમ નિરૂપણ કરે છે. 'સર્વવ્યાપક સહુથી ન્યારો ઇતિ' તે આત્મા સર્વ-વ્યાપક અર્થાત્ નામરૂપાત્મક સર્વ બ્રહ્માંડમાં અસ્તિ, ભાતિ, પ્રિયરૂપથી વ્યાપક છે, જેમ દાગીનામાં સુવર્ણ વ્યાપક છે અને સહુથી ન્યારો, અર્થાત્ કલ્પિતરૂપ સર્વ બ્રહ્માંડથી જુદો છે. જેમ કલ્પિત સર્પથી રજ્જુ જુદી છે અને સ્થૂલ, સૂક્ષ્મ ને કારણ ત્રણ દેહમાં દ્રષ્ટારૂપથી; જાગ્રત, સ્વપ્ન, સુષુપ્તિ એ ત્રણ અવસ્થામાં સાક્ષીરૂપથી; અન્નમયાદિ પંચકોશમાં પ્રકાશરૂપથી સચ્ચિદાનંદરૂપ આત્મા વ્યાપક છે ને તે જ આત્મા અસદ્રૂપ દેહોથી તથા અવસ્થાઓથી તથા પંચકોશથી જુદો છે એમ વિવેકદૃષ્ટિથી વિચારો કરતાં એક અદ્વિતીય સજાતીય વિજાતીય સ્વગતભેદરહિત

આત્માનો અનુભવ કરો.

### શિષ્યનો અનુભવ

એ રીતે જ્યારે ગુરુએ વિચાર કરવાનું કહ્યું, ત્યારે શિષ્યે જે જે સાંભળ્યું હતું, તે સર્વનું મનન કરી, નિદિધ્યાસનપૂર્વક પોતાના સ્વરૂપનો સાક્ષાત્કાર-રૂપ અનુભવ કર્યો, તે અનુભવને ત્રણ દુહાઓથી શિષ્ય કહી બતાવે છે, તેમાં પણ પ્રથમ દુહામાં ચાર દેહથી તથા ત્રણ અવસ્થાથી આત્માનું ભિન્ન રૂપ છે એમ કહે છે.

દુહો

શિષ્ય : હું સ્થૂલ સૂક્ષ્મ કારણ નહીં,
નહીં મહાકારણ રૂપ;
નહીં જાગ્રત સ્વપ્ન સુષુપ્તિ,
હું પોતે શુદ્ધ સ્વરૂપ.

ટીકા—સ્થૂલ, સૂક્ષ્મ ને કારણ એવા જે દેહત્રય તે હું નહિ અને વિશેષ જ્ઞાનરૂપ જે મહાકારણ દેહ તે પણ હું નહિ અને જાગ્રત, સ્વપ્ન, સુષુપ્તિ એ ત્રણ અવસ્થા તે પણ મારા આત્મામાં નથી. તે અવસ્થા બુદ્ધિની છે; તેમ જ ભાગવતમાં પણ સપ્તમસ્કંધના સાતમા અધ્યાયમાં પ્રહ્‌લાદે કહ્યું છે :

अनुष्टुप्

**बुद्धेर्जागरणं स्वप्नः सुषुप्तिरिति वृत्तयः ।**
**ता येनैवानुभूयंते सोध्यक्षः पुरुषः परः ॥**

ટીકા-જાગ્રત, સ્વપ્ન અને સુષુપ્તિ એ ત્રણ અવસ્થા બુદ્ધિની છે. તે ત્રણ અવસ્થાઓ જેનાથી જણાય છે, તેનો સાક્ષી અવસ્થાથી ભિન્ન સચ્ચિદાનંદરૂપ ઉત્તમ પુરુષ છે.

માટે ત્રણ અવસ્થાનો પ્રકાશક હું પોતે કેવળ શુદ્ધ નિર્મળ સ્વયંપ્રકાશ સામાન્યસ્વરૂપ છું.

હવે શિષ્ય બે દુહાથી નિષ્પ્રપંચરૂપ એવો જે નિર્વિકલ્પ આત્મા તેનો અનુભવ કહે છે.

તુર્યા સાક્ષી તો કોય કહે,
જો સાક્ષ્ય પદારથ હોય;
ઉપાધિરહિત સ્વરૂપ હું નહિ,
સાક્ષ્ય સાક્ષી હોય.

ટીકા-જે સાક્ષ્ય (સાક્ષીથી જણાય) એવી જાગ્રત અવસ્થા આદિ વૃત્તિઓ તથા સ્થૂલ, સૂક્ષ્મ દેહાદિ પદાર્થો આત્માથી ભિન્ન સત્ય હોય તો તુરીય અને સાક્ષી એવાં આત્માનાં બે નામ કોઈથી કહેવાય; પણ જાગ્રતાદિ અવસ્થા તથા સ્થૂલાદિ

પદાર્થો પારમાર્થિક સાચા નથી, ત્યારે તુરીય તથા સાક્ષી એ નામ કેમ કહેવાય? જેમ એક પુરુષનાં જુદાજુદા સંબંધીઓની અપેક્ષાથી જુદાંજુદાં નામ કહેવામાં આવે છે. ભાણેજ હોય તો મામો, ભત્રીજો હોય તો કાકો, જમાઈ હોય તો સસરો અને પુત્ર હોય તો પિતા કહેવાય; પણ સંબંધીઓનો અભાવ થયેથી તે પુરુષનાં તે મામો, કાકો ઇત્યાદિ નામ કહેવાતાં નથી. એ સર્વ નામ કલ્પિત છે, પુરુષ માત્ર સાચો છે. તેમ તુરીય-સાક્ષી આદિ નામ પણ મારા સ્વરૂપમાં ઉપાધિની અપેક્ષાથી છે, વાસ્તવિક નથી અને હું તે જાગ્રત આદિ ઉપાધિરહિત નિરૂપાધિસ્વરૂપ છું; તેથી મારા શુદ્ધ સ્વરૂપમાં સાક્ષ્ય અને સાક્ષી એવાં બન્ને નામ નથી.

હું વિશ્વ તૈજસ પ્રાજ્ઞ નહિ,
નહિ તુર્યા મુજમાંય;
નહિ દ્રષ્ટા સાક્ષી નહિ,
કેવળ શુદ્ધ હું ભાય.

ટીકા—જાગ્રતનો અભિમાની વિશ્વ, સ્વપ્નનો અભિમાની તૈજસ અને સુષુપ્તિનો અભિમાની પ્રાજ્ઞ, એ ત્રણે હું નથી અને તુર્યા અવસ્થા એવું જે નામ તે તથા દ્રષ્ટા-સાક્ષી એવાં નામ પણ મારામાં

વાસ્તવિક નથી; કેમ કે દશ્ય તથા સાક્ષ્યની અપેક્ષાથી દ્રષ્ટા અને સાક્ષી એવાં નામ કહેવાય છે; પણ જો દશ્ય તથા સાક્ષ્ય પદાર્થો ન હોય, તો કોનો દ્રષ્ટા તથા કોનો સાક્ષી કહેવાય? માટે દશ્ય તથા સાક્ષ્ય જે પદાર્થો છે, તે પારમાર્થિક સત્ય રહેતા નથી; તેથી એ નામો પણ કહેવાતાં નથી. તથાપિ જે ઠેકાણે કહ્યાં છે, તે માત્ર દશ્યાદિકની અપેક્ષાથી જ કહ્યાં છે. વાસ્તવિક રીતે વિચારીને અનુભવ કરવાથી એમ સિદ્ધ થાય છે કે કેવળ નિષ્પ્રપંચ, સ્વયંપ્રકાશ, સ્વતઃસિદ્ધ; નિરૂપાધિક, શુદ્ધરૂપ, મનવાણીને અગોચર હું છું.

ગુરુનો ઉપદેશ

એ પ્રમાણે શિષ્યનો અનુભવ સાંભળીને ગુરુ તેને થયેલો અનુભવ દૃઢ થવા માટે મનવાણીને અગોચર એવું જે નિષ્પ્રપંચ અદ્વૈત બ્રહ્મનું સ્વરૂપ તેનું બે દુહાથી નિરૂપણ કરે છે.

જ્યાં નહિ પિંડ બ્રહ્માંડ નહિ,<br>
નહિ એક ત્યાં દોય;<br>
પ્રકૃતિ પુરુષ જ્યાં નહિ,<br>
સ્વયંપ્રકાશ સત સોય.

ટીકા—જ્યાં (જે અદ્વૈત સ્વરૂપમાં) નહિ પિંડ

કહેતાં શરીરનો સંબંધ નથી, તેમજ બ્રહ્માંડનો પણ સંબંધ નથી, ત્યાં અર્થાત્ તે અદ્વૈત સ્વરૂપમાં એક બે ઇત્યાદિ ગણના (ગણતરી) પણ નથી અને જેમાં પ્રકૃતિ એટલે માયા અને પુરુષ એટલે અવિદ્યા ઉપાધિમાન જીવ, એ બન્ને નથી, તેનું સ્વયંપ્રકાશ, સત્ય અદ્વિતીય સ્વરૂપ છે એમ જાણવું.

વૃત્તિવ્યાપ્તિ તથા ફલવ્યાપ્તિ

વૃત્તિવ્યાપ્તિ ફલવ્યાપ્તિ વિના,
જેમનું તેમ સ્વરૂપ;
સદા ઉદિત સ્વપ્રકાશ છે,
મન વાણી ભિન રૂપ.

ટીકા—વળી તે આત્મસ્વરૂપ વૃત્તિવ્યાપ્તિ તથા ફલવ્યાપ્તિ એ બન્નેના સંબંધ વિના જેમનું તેમ અર્થાત્ જેવું છે તેવું જ સ્વાભાવિક સ્વરૂપ છે.

શિષ્ય : વૃત્તિવ્યાપ્તિ અને ફલવ્યાપ્તિ કોને કહેવાય તે કહો.

ગુરુ : અંતઃકરણની વૃત્તિ ઘટાદિ પદાર્થોમાં વ્યાપી પદાર્થ આકારે જે સ્ફુરે છે તેનું નામ વૃત્તિવ્યાપ્તિ અને ચિદાભાસના પદાર્થમાં આ ઘટ છે, એવું જે જ્ઞાન થવું એનું નામ ફલવ્યાપ્તિ. અજ્ઞાનની નિવૃત્તિપૂર્વક આત્માનું જે વિષયજ્ઞાન

તેની ઉત્પત્તિ થવા માટે માત્ર, વૃત્તિવ્યાપ્તિની અપેક્ષા છે, ફલવ્યાપ્તિની અપેક્ષા નથી. જેમ પોતે જ પ્રકાશસ્વરૂપ એવા સૂર્યને જોવા માટે કેવળ નીરોગી નેત્રની અપેક્ષા છે, પણ બીજા દીપાદિકની અપેક્ષા નથી, તેમ સ્વયંપ્રકાશરૂપ આત્માને જાણવા માટે વૃત્તિવ્યાપ્તિની અપેક્ષા છે, ફલવ્યાપ્તિની અપેક્ષા નથી અને બાહ્ય જે ઘટપટાદિક પદાર્થો છે, તેને જોવા માટે, વૃત્તિવ્યાપ્તિ તથા ફલવ્યાપ્તિ એ બન્નેની અપેક્ષા છે. જેમ અંધકારમાં ઘટ છે, તેને જોવાને નેત્ર તથા દીપક એ બન્નેની અપેક્ષા છે, કેવળ નેત્રથી ઘટ દેખાય નહિ, તેમ જડ પદાર્થો ચિદાભાસ વિના કેવળ જડ અંતઃકરણની વૃત્તિથી દેખાતા નથી; કારણ કે એકલી વૃત્તિ જડ છે અને જે પદાર્થો જોવાના છે તે પણ જડ છે; માટે જડથી જડ ભાસે નહિ તેથી તે પદાર્થો જાણવા ફલવ્યાપ્તિની અપેક્ષા છે; પણ અજ્ઞાનની નિવૃત્તિપૂર્વક આત્મસ્વરૂપનો જે અનુભવ કરવો તેમાં તેની અપેક્ષા નથી. કેવળ વૃત્તિવ્યાપ્તિની જ અપેક્ષા છે.

શિષ્ય: હે મહારાજ! જ્યારે વૃત્તિથી આત્મા જણાય છે, ત્યારે વૃત્તિ દ્રષ્ટા થઈ અને આત્મા વૃત્તિનો દશ્ય થયો; તેથી આત્મા મનવાણીને અગોચર

છે, એમ શ્રુતિ કહે છે તે અપ્રમાણ થશે, માટે તેનું સમાધાન કરો.

ગુરુ : હે ભાઈ! મન કાંઈ આત્માને દૃશ્ય પદાર્થ પેઠે વિષય કરીને જોતું નથી, પણ મન દ્વારા વિચાર કરીને, અવિદ્યા તથા દેહાધ્યાસને નિવૃત્ત કરીને, આત્મા પોતે પોતાના સ્વરૂપે જ પ્રકાશે છે. જેમ પુરુષ દર્પણથી પોતાનું મુખ પોતે જુએ છે, પણ કાંઈ દર્પણ મુખને જોતું નથી. દર્પણ મુખ જોવાનું માત્ર સાધન છે. મુખ જોયા પછી દર્પણને પણ તે મૂકી દે છે. તેમ જ મુમુક્ષુ પુરુષ મનની વૃત્તિથી વિચાર દ્વારા અજ્ઞાનની નિવૃત્તિપૂર્વક સ્વપ્રકાશ આત્માનો અનુભવ કરીને, વૃત્તિનો પણ ત્યાગ કરે છે; તેથી વૃત્તિવ્યાપ્તિ-ફલવ્યાપ્તિ વિના આત્માનું સ્વાભાવિક જેવું સ્વરૂપ છે, તેવું જ કહ્યું. વળી તે આત્મસ્વરૂપ સદા ઉદિત સ્વયંપ્રકાશ છે.

### સ્વયંપ્રકાશનું નિરૂપણ

શિષ્ય : હે દયાળુ! સ્વયંપ્રકાશ કોને કહેવાય, તે મને સ્પષ્ટ સમજાય તેમ કહો.

ગુરુ : જગતમાં જે ઘટ-પટ આદિ પદાર્થો છે, તે સૂર્ય-દીપક આદિના પ્રકાશથી દેખાય છે તે માટે તે પદાર્થો પરપ્રકાશ્ય છે એમ જાણવું. અને જે વસ્તુ પોતે પ્રકાશરૂપ છે અને બીજાનો પ્રકાશ

કરે છે. ને જેને પ્રકાશ કરનારો બીજો કોઈ પણ પદાર્થ નથી, તેને સ્વયંપ્રકાશ કહેવાય છે. તેવો સ્વયં-પ્રકાશરૂપ તો એક આત્મા જ છે, તે વિના જે કાંઈ નામ, રૂપ, ભૂત, ભૌતિક પ્રપંચ છે, તે સર્વ પરપ્રકાશ્ય છે. જો કે સૂર્ય, ચંદ્ર, તારા, વીજળી, અગ્નિ આદિ પદાર્થો પોતે પ્રકાશરૂપ છે ને બીજા ઘટાદિ પદાર્થોને પ્રકટ પણ કરે છે; તથાપિ તેઓ આત્માને પ્રકટ કરવાને સમર્થ નથી અને આત્માના પ્રકાશ-થી જ તે સૂર્ય, ચંદ્ર, તારા આદિ સર્વ પ્રકાશો દેખાય છે; તેથી બધા જડ પરપ્રકાશ્ય છે ને આત્મા સ્વયંપ્રકાશ છે એમ જાણવું. સ્વપ્નાવસ્થામાં પણ તે સૂર્ય–ચંદ્ર આદિ કોઈ પણ પ્રકાશ નથી અને આત્મા પોતે સ્વયંપ્રકાશ છે, તેથી જ અંતઃકરણના પરિણામરૂપ સ્વપ્નપ્રપંચ દેખાય છે. તેનો અનુભવ સર્વ કોઈને છે. તેમ જ બૃહદારણ્ય ઉપનિષદમાં યાજ્ઞવલ્કય મુનિએ જનક રાજા પ્રત્યે સૂર્ય, ચંદ્ર, અગ્નિ આદિનું નિરાકરણ કરીને આત્મા સ્વયંજ્યોતિ, સ્વયંપ્રકાશ છે, એવો ઉપદેશ કર્યો છે, તેમ ભગવદ્-ગીતાના તેરમા અધ્યાયમાં શ્રીકૃષ્ણે પણ કહ્યું છેઃ

अनुष्टुप्

ज्योतिषामपि तज्ज्योतिस्तमसः परमुच्यते ।
ज्ञानं ज्ञेयं ज्ञानगम्यं हृदि सर्वस्य निष्ठितम् ॥

ટીકા–જાણવા યોગ્ય જે પરમાત્માનું સ્વરૂપ તે સૂર્યચંદ્રાદિ જ્યોતિઓને પણ પ્રકટ કરનારું સ્વયંજ્યોતિરૂપ છે, ને તમરૂપ અજ્ઞાનથી ભિન્ન છે, ને જ્ઞાનસ્વરૂપ સ્વયંપ્રકાશ છે, ને તે સ્વરૂપ મુમુક્ષુને અમાનિત્વાદિ સાધનપૂર્વક આત્મજ્ઞાનથી જાણવામાં આવે છે, ને તે સ્વરૂપ સર્વ પ્રાણી માત્રના હૃદય વિષે બુદ્ધિને અને બુદ્ધિના ધર્મો તથા અવસ્થાને પ્રકાશકરૂપે રહેલું છે.

આત્માની અગોચરતા

એ રીતે અનુભવથી તથા શ્રુતિસ્મૃતિના પ્રમાણથી પણ આત્મા સ્વયંપ્રકાશ છે એમ નિશ્ચય થાય છે, 'અને મન–વાણી ભિનરૂપ' અર્થાત્ મન આદિ ચાર અંતઃકરણ અને વાણી આદિ દશ ઇંદ્રિયો તેથી રહિત આત્માનું સ્વરૂપ છે; એટલે મનઇંદ્રિયોરૂપ આત્મા નથી. અથવા મન–વાણી ભિનરૂપ કહેતાં, મનવાણીથી અગોચર, આત્માનું સ્વરૂપ છે. આત્મામાં, મન–વાણીની પ્રવૃત્તિ થતી નથી.

શિષ્ય : હે મહારાજ! આત્મામાં મન–વાણીની પ્રવૃત્તિ થતી નથી તેનું કારણ શું?

ગુરુ : હે ભાઈ! જે વસ્તુમાં જાતિ, ક્રિયા, ગુણ, નામ, રૂપ આદિ શબ્દપ્રવૃત્તિનાં કારણોનો સંબંધ

હોય છે, તેમાં જ વાણી પ્રવૃત્ત થાય છે. આત્મા અસંગ, અગુણ, અક્રિય છે; માટે એમાં જાતિ, ક્રિયા, ગુણ આદિનો સંબંધ નથી, તેથી તેમાં વાણી તથા મન આદિ પ્રવૃત્ત થઈ શકતાં નથી; માટે 'મન વાણી બિનરૂપ' કહ્યું.

એ રીતે બે દુહાથી નિષ્પ્રપંચસ્વરૂપનું વર્ણન કર્યું ને હવે મહાવાક્યના અર્થનું નિરૂપણ કરવા માટે પ્રથમ એક દુહાથી લક્ષ્યસ્વરૂપમાં તદ્રૂપતાથી સ્થિતિ કરવાના પ્રકારને કહે છે.

લક્ષ્યરૂપમાં અભેદ સ્થિતિ

એમ અભેદ લક્ષ્ય જાણી કરી, રહીએ સુખસ્વરૂપ;
નિરંતર મહદાકાશવત્ પોતે સ્વયં સ્વરૂપ.

ટીકા—એમ (પૂર્વે કહી આવ્યા એ રીતે) મનવાણીને અગોચર—અભેદ લક્ષ્ય (જીવ—ઈશ્વર ભેદરહિત લક્ષ્યાર્થરૂપ આત્મા) તેને અનુભવથી જાણીને, 'રહીએ સુખસ્વરૂપ' અર્થાત્ અદ્વૈત સુખ-સ્વરૂપમાં તદ્રૂપતાથી સ્થિતિ કરી રહેવું અને જેમ મહદાકાશ નિરંતર ભેદરહિત, અસંગ, સર્વત્ર વ્યાપક છે, તેમ જ પોતાનું આત્મસ્વરૂપ જીવ—ઈશ્વર આદિ ભેદરહિત વ્યાપક છે તથા સ્વયંપ્રકાશ અસંગ છે; માટે હે શિષ્ય! હું નિર્વિકલ્પ, અસંગ, સુખરૂપ બ્રહ્મ છું, એવો નિશ્ચય દૃઢ રાખવો.

## જીવેશ્વરનું એકત્વ

શિષ્યઃ હે મહારાજ! તમે જીવ-ઈશ્વરને એક કહો છો, તેમાં પ્રસિદ્ધ વિરોધ જોવામાં આવે છે; કેમ કે જીવ સુખી, દુઃખી, કર્તા, ભોક્તા, જન્મ-મરણવાન, અસમર્થ, પરાધીન, અભિમાનવાળો તથા અલ્પજ્ઞ છે; અને ઈશ્વર અહંકારરહિત, સુખદુઃખ-રહિત, સમર્થ, સ્વતંત્ર, જગતની ઉત્પત્તિ, સ્થિતિ અને પ્રલયનો કર્તા, તથા સર્વજ્ઞ છે; માટે એ બન્નેની એકતા કેમ ઘટે તે કહો તથા તેમાં એકત્વ વિષે પ્રમાણ કહો.

ગુરુઃ હે શિષ્ય! એ તારી શંકા, તત્પદ ઈશ્વર અને ત્વંપદ જીવ એ બે પદોનો વાચ્યાર્થ તથા લક્ષ્યાર્થ સમજ્યા વગરની છે; કારણ કે જીવમાં કર્તૃત્વ, ભોક્તૃત્વ, સુખ, દુઃખ આદિ સંસારની જે પ્રતીતિ થાય છે, તે કેવળ અવિદ્યાકલ્પિત અંતઃકર-ણાદિ ઉપાધિના અધ્યાસથી જ થાય છે, પણ જીવનું વાસ્તવિક સ્વરૂપ શુદ્ધ સચ્ચિદાનંદ છે અને કર્તૃત્વ-ભોક્તૃત્વ આદિ અંતઃકરણના ધર્મ છે. જન્મમરણ દેહને જ છે. લક્ષ્યરૂપ આત્મામાં એ કાંઈ નથી; તેમ જ ઈશ્વરમાં જગતની ઉત્પત્તિ, સ્થિતિ અને પ્રલય કરવાપણું માત્ર માયાની ઉપાધિથી જ છે. ઈશ્વરનું વાસ્તવિક સ્વરૂપ તો શુદ્ધ અદ્વિતીય, પૂર્ણ સચ્ચિદા-

નંદરૂપ લક્ષ્ય છે; માટે ઉપાધિના ભેદથી વિચાર વિના જીવ-ઈશ્વરનો વાચ્યાર્થથી ભેદ પ્રતીત થાય છે; પણ બન્નેનો લક્ષ્યાર્થ વિચારતાં અનુભવથી અભેદ સિદ્ધ થાય છે, તેમ સામવેદના છાંદોગ્ય ઉપનિષદના મહાવાકયમાં પણ અભેદનું નિરૂપણ કર્યું છે. તે મહાવાકયને જ અભેદ વિષે પ્રમાણરૂપ જાણવું. તે મહાવાકયમાં તત્, ત્વં અને અસિ એ ત્રણ પદ છે. તેનો અભેદ અર્થ દૃષ્ટાંતપૂર્વક કહું છું, તે ધ્યાનપૂર્વક શ્રવણ કર.

તત્ અને ત્વંપદનું એકત્વ

તત્ત્વં મઠ ઘટાકાશવત્,
અસિ પદ મહદાકાશ;
બે ઉપાધિ ભાગ ત્યાગ કરી,
પોતે સ્વયંપ્રકાશ.

ટીકા—હે શિષ્ય! જેમ એક જ આકાશનું, મઠ ઉપાધિથી મઠાકાશ એવું નામ કહેવાય છે, અને ઘટ ઉપાધિથી ઘટાકાશ એવું નામ કહેવાય છે; તથાપિ તે મઠ તથા ઘટ એ બે ઉપાધિ વિના જે પૂર્ણ આકાશ છે, તેનું નામ મહદાકાશ કહેવાય છે; તેમજ એક અદ્વિતીય તત્ત્વમાં માયા ઉપાધિથી તત્ પદનો અર્થ 'ઈશ્વર' એમ કહેવાય છે અને

અવિદ્યા ઉપાધિથી ત્વં પદનો અર્થ 'જીવ' એમ કહેવાય છે; તથાપિ એ બે ઉપાધિ મૂકીને લક્ષ્યમાં 'તે તું છે' એમ અસિ પદથી બંનેની એકતા જાણવાથી એક અદ્વિતીય બ્રહ્મસ્વરૂપ સિદ્ધ થાય છે અને ઈશ્વરમાં સમર્થપણું ને જીવમાં અસમર્થપણું એ માત્ર મોટી તથા નાની ઉપાધિથી છે, પણ સ્વરૂપમાં નથી.

### જીવ-ઈશ્વરની ઉપાધિનો ત્યાગ

જેમ મઠમાં ઘણાં માણસો બેસી શકે તથા હજારો મણ અનાજ પણ ભરાય, અને ઘટમાં તો એક પણ માણસ બેસી શકે નહિ ને એક મણ અનાજ પણ ન માય; તેથી તે મઠ તથા ઘટમાં મોટી તથા નાની ઉપાધિના ભેદથી મોટુંનાનું સામર્થ્ય ભાસે છે; પણ તે બન્નેના આકાશમાં મોટાનાનાપણું અને સામર્થ્યઅસામર્થ્ય એવો ભેદ નથી. ઘટમાં તથા મઠમાં મહદાકાશ ભેદરહિત એક જ છે, જુદો નથી, તેમ તત્ પદ તથા ત્વં પદનું લક્ષ્યાર્થ રૂપ શુદ્ધ સચ્ચિદાનંદ બ્રહ્મ એક જ છે, તેમાં ભેદ નથી. માટે કલ્પિત એવી જીવ તથા ઈશ્વરની વાચ્યાર્થરૂપ જે બે ઉપાધિ( અવિદ્યા તથા માયા )નો ભાગત્યાગ લક્ષણાથી ત્યાગ કરીને, હે મુમુક્ષુ! તું પોતે (પ્રત્યગાત્મા) જીવ ઈશ્વરનો શુદ્ધ લક્ષ્ય

સ્વયંપ્રકાશરૂપ છે તેમાં નિષ્ઠા કર.

શિષ્ય : હે મહારાજ ! ભાગત્યાગ લક્ષણા કોને કહેવાય અને લક્ષણા કેટલા પ્રકારની છે તે કૃપા કરી કહો.

ત્રણ પ્રકારની લક્ષણા

ગુરુ : ૧ જહતી, ૨ અજહતી અને ૩ જહદજહતી, એ ત્રણ પ્રકારની લક્ષણા છે. તેમાં જ્યાં વાક્યના પદોનો સમગ્ર અર્થનો ત્યાગ થાય, તેનું નામ જહતી લક્ષણા છે. તેનું ઉદાહરણઃ જેમ કે 'ગંગાયાં ઘોષઃ પ્રતિવસતિ' એ વાક્યનો મુખ્ય અર્થ એ છે, કે 'ગંગા વિષે ઘોષ (ગાયોનો ગોઠો) રહે છે.' હવે એ અર્થ જોતાં ગંગા નદીના પ્રવાહમાં ગાયોના ગોઠાનું રહેવું સંભવતું નથી, તેથી એ ગંગાપદનો અર્થ મૂકીને ગંગા નદીને કિનારે ગાયોનો ગોઠો છે, એમ લક્ષણા થાય છે. તે લક્ષણા મહાવાક્ય વિષે કરવી સંભવતી નથી; કેમ કે તે જહતી લક્ષણાથી મહાવાક્યના પદોના સમગ્ર વાચ્ય અર્થનો ત્યાગ થશે; તેથી મહાવાક્ય વડે જાણવા યોગ્ય શુદ્ધ ચૈતન્યનો પણ ત્યાગ થશે, એ મહાન અનર્થ થાય છે. અને સિદ્ધાંતમાં તો પદના વાચ્યાર્થરૂપ એક અંશને મૂકીને લક્ષ્યાર્થરૂપી એક અંશને ગ્રહણ કરવો છે, તે જહતી લક્ષણાથી બનતો નથી; માટે જહદજહતી લક્ષણા ગ્રહણ કરવી.

અજહતી લક્ષણા

બીજી અજહતી લક્ષણા છે. તેમાં સર્વ અર્થનું ગ્રહણ થાય છે, કાંઈ ત્યાગ થતો નથી. તેનું ઉદાહરણઃ જેમ કે, 'શોણો ધાવતિ' એટલે 'લાલ દોડે છે' ત્યાં જેમ કેવળ લાલ ગુણને દોડવું ઘટે નહિ, ત્યારે લાલ ગુણ જેમાં છે એવો ઘોડો દોડે છે; તેથી લાલ ગુણ તથા લાલ ગુણ જેમાં છે એવો ઘોડો આદિ સર્વનું ગ્રહણ થાય છે. તે માટે આ દૃષ્ટાંતે નિરૂપણ કરેલી અજહતી લક્ષણા મહાવાકયમાં સંભવે નહિ; કેમ કે તેથી પદનો વાચ્યાર્થ તથા બીજો કાંઈ અધિક અર્થ એ બન્ને અંશનું ગ્રહણ થાય છે અને મહાવાકયમાં તો તત્‌ત્વંપદના વાચ્યાર્થનો ત્યાગ કરી કેવલ લક્ષ્યાર્થને ગ્રહણ કરવો છે.

ભાગત્યાગ લક્ષણાનું નિરૂપણ

માટે મહાવાકયમાં જહદજહતી લક્ષણા અર્થાત્ ભાગત્યાગ લક્ષણા ગ્રહણ કરવી. તેનું ઉદાહરણઃ જેમ કે, 'सोयं देवदत्तः' 'તે દેવદત્ત આ છે.' હવે એ ઉદાહરણનો અર્થ સ્પષ્ટ સમજવામાં આવે તે માટે ઇતિહાસની રીતે કહું તે શ્રવણ કરી ધારણ કર.

કોઈ ગામડાનો રહેનાર એક શિવદત્ત નામનો પુરુષ કાશીયાત્રા કરવા ગયો હતો. તેને ત્યાં કાશીના રાજા સાથે મિત્રતા થઈ અને તે ઘણા દિવસ ત્યાં

રહી પાછો પોતાના ગામમાં આવ્યો. ત્યારપછી ઘણાં વર્ષે તે કાશીનો રાજા તીવ્ર વૈરાગ્યથી સમગ્ર રાજ્ય મૂકીને વિરક્તનો વેશ ધારણ કરી તીર્થાટન કરતાં-કરતાં પૂર્વે કાશી જનારા શિવદત્તના ગામમાં દૈવયોગથી આવીને કોઈ દેવાલયમાં બેઠો હતો. તે સમયે પ્રથમ કાશી જઈ આવેલો શિવદત્ત દેવાલયમાં દર્શન માટે ગયો, ત્યાં કાશીથી આવેલા વિરક્ત રાજાને જોઈ તેણે વિચાર કર્યો: 'કાશીમાં મેં જોયેલો જે રાજા તે આ છે એમ દેખાય છે.' પાછો મનમાં સંદેહ થયો: 'તે રાજા તો ઘણો સમર્થ, હુકમની સત્તાવાળો છે અને અપરાધીને શિક્ષા કરવી અને યોગ્યને જાગીર, ધન ઇત્યાદિ આપવામાં સ્વતંત્ર છે. વળી તે પવિત્ર દેશનો નિવાસી છે. અને તે સમય મેં જોયેલો છે, પણ આ પુરુષમાં તો તે માંહેલું એકે લક્ષણ નજરે આવતું નથી. આ તો ભિક્ષુક છે, અસમર્થ છે, પરાધીન છે, આ દેશ તથા આ કાલમાં દેખાય છે, તેથી તે રાજા આ પુરુષ છે એમ કેમ કહેવાય?' એવો મનમાં ભ્રમ થયો પણ વળી વિચારીને પાછાં રાજાના શરીરનાં ચિહ્ન તપાસતાં 'તે જ રાજા આ છે' એમ મનમાં ધારીને તે વિરક્ત પુરુષ સાથે વાતચીત કરતાં તથા તરત કાશી જઈ આવેલા

ગામનાં બીજા માણસોના કહ્યાથી તેને નિશ્ચય થયો કે, જે કાશીના રાજાને મેં દીઠો હતો, તે જ આ પુરુષ છે. હવે એનું તાત્પર્ય એ છે, કે તે કાશી દેશ, તે રાજ્યની સમૃદ્ધિ, તે સામર્થ્ય, તે કાલ વગેરે ઉપાધિસંયુક્ત રાજાની, આ દેશ તથા અસમૃદ્ધિ, અસમર્થતા અને આ કાલસંયુક્ત પુરુષ સાથે 'તે રાજા આ છે' એમ એકતા કરીએ તો બની શકે એમ નથી; માટે તે કાશી દેશ તથા રાજ્યસમૃદ્ધાદિને તથા આ દેશ, આ કાલ અને અસમર્થતાદિકને મૂકીને 'તે કાશીમાં જોયેલો રાજા આ પુરુષ છે' એમ કેવળ તેના પિંડ (શરીર) માત્રની એકતા કરીએ, તો તેમાં કાંઈ વિરોધ આવતો નથી. તેમ જ મહાવાક્યમાં 'તત્, ત્વં, અસિ' (તે તું છે) એ ઠેકાણે તત્પદ ઈશ્વર તેનું સામર્થ્ય, સર્વજ્ઞપણું, પરોક્ષપણું, જગત્કર્તાપણું ઇત્યાદિ વાચ્યાર્થ ઉપાધિનો ત્યાગ કરીને તથા ત્વંપદ વાચ્ય જે જીવ તેનું અસમર્થપણું, અલ્પજ્ઞતા, પરિચ્છિન્નતા ઇત્યાદિ વાચ્યાર્થરૂપ ઉપાધિનો ત્યાગ કરી તત્પદનો લક્ષ્ય, અદ્વિતીય, પૂર્ણાનંદ સર્વાત્મા અને ત્વંપદનો લક્ષ્ય કૂટસ્થ, સાક્ષી, અસંગ, સચ્ચિદાનંદ એ બન્નેની એકતા 'અસિ' પદથી કરીએ તો કાંઈ બાધ આવતો નથી; પણ વાચ્યાર્થની ઉપાધિથી એકતા

કરીએ, તો જ બાધ આવે છે; માટે તે વાચ્યાર્થને મૂકી દઈને લક્ષ્યાર્થમાં બ્રહ્મ-આત્માનો અભેદ સમજવો અને મહાવાક્ય પણ તે લક્ષ્યાર્થમાં જ એકતાનું નિરૂપણ કરે છે.

### લક્ષ્યાર્થ ગ્રહણ કરવાનું દૃષ્ટાંત

જેમ વ્રીહિને (ડાંગરને) ખાંડણીમાં ખાંડીને તેમાંથી તેના તુષને (ફોતરાંને) જુદાં કરીને તેનો ત્યાગ કરે અને તે મધ્યેના શુદ્ધ જે તાંદુલ (ચોખા) છે, તેને ગ્રહણ કરે તો તેથી જ તૃપ્તિ થાય છે; પણ તે તુષ તથા ચોખાને જુદા કર્યા વિના સમગ્ર ડાંગરનો જ ત્યાગ કરે, તો તેથી ક્ષુધા નિવૃત્ત ન થાય અને ફોતરાંને ચોખાથી જુદા કર્યા વિના વ્રીહિને ખાવા ઇચ્છે, તો તે ગળે ઊતરે નહિ, તેથી તેમ કરવું બનતું નથી; તે માટે તુષ તથા ચોખાને જુદા કરીને તુષનો ત્યાગ કરી ચોખા માત્રને ગ્રહણ કરવાથી જ તૃપ્તિ થાય છે. તેમ જીવ-ઈશ્વરમાંથી ભાગત્યાગ લક્ષણાથી ઉપાધિરૂપ વાચ્યાર્થનો ત્યાગ કરીને નિરુપાધિક એક લક્ષ્યાર્થ ગ્રહણ કરવો, તેથી જ મોક્ષસુખ પ્રાપ્ત થાય છે.

### તત્પદ તથા ત્વંપદનો વાચ્યાર્થ અને એકતા

શિષ્ય: હે મહારાજ! તત્પદ ઈશ્વરમાં તથા ત્વંપદ જીવમાં વાચ્યરૂપ ઉપાધિ શું છે તથા

લક્ષ્યરૂપ કેવું છે તે સક્ષેપમાં કહો.

ગુરુ : તત્પદ ઉપાધિ માયા કહી
ત્વંપદ અવિદ્યા જાન,
બે ઉપાધિ દૃશ્ય ત્યાગ કરી;
પોતે શુદ્ધ ભગવાન.

ટીકા–તત્પદ ઈશ્વરની વાચ્ય ઉપાધિને માયા કહી છે, એટલે માયારૂપ વિરાટ હિરણ્યગર્ભ અને અવ્યાકૃત એ ત્રણ ઈશ્વરના દેહ તથા વૈશ્વાનર સૂત્રાત્મા અને ઈશ્વરના દેહ, એ ત્રણ તત્પદ વાચ્યાર્થમાં અભિમાની તથા ઉત્પત્તિ, સ્થિતિ ને પ્રલય એ ત્રણ અવસ્થા.

જીવેશ્વરના એકત્વ વિષે પ્રમાણ

એ સર્વ માયાઉપાધિ તત્પદનો વાચ્ય અર્થ કહેવાય છે, ત્વંપદ જીવની અવિદ્યાઉપાધિ જાણવી. તે અવિદ્યા સ્થૂલ, સૂક્ષ્મ ને કારણ એ ત્રણ દેહરૂપ પરિણામ પામી છે અને તે ત્રણ દેહના વિશ્વ. તૈજસ ને પ્રાજ્ઞ એ ત્રણ અભિમાની છે, અને જાગ્રત, સ્વપ્ન ને સુષુપ્તિ એ ત્રણ ત્વંપદવાચ્ય જીવની અવસ્થા છે. એ સર્વ અવિદ્યાકલ્પિત ત્વંપદ જીવનો વાચ્યાર્થ જાણવો. એ રીતે તે માયા તથા અવિદ્યા એ બે વાચ્યાર્થરૂપ ઉપાધિ દૃશ્ય છે, તેનો ત્યાગ કરીને તું પોતે આત્મા

તત્‌પદ અને ત્વંપદ એ બે પદોમાં એક લક્ષ્યાર્થરૂપ શુદ્ધ ભગવાન છે, અર્થાત્ ઉપાધિરહિત સચ્ચિદાનંદ બ્રહ્મરૂપ છે. ભગવદ્‌ગીતાના તેરમા અધ્યાયમાં 'क्षेत्रज्ञं चापि मां विद्धि' એ શ્લોકમાં હે અર્જુન ! સર્વ ક્ષેત્રોને (સર્વ શરીરોને) વિષે દેહ, પ્રાણ, ઇંદ્રિયો, મન, બુદ્ધિ વગેરેને જાણનારો જે ક્ષેત્રજ્ઞ (શુદ્ધ જીવ) તેને હુંરૂપ જાણ. એ રીતે અર્જુન પ્રત્યે ભગવાને પોતા સાથે ક્ષેત્રજ્ઞનું એકપણું નિરૂપણ કર્યું છે. તે જ રીતે શ્રીમદ્‌ભાગવતના ચતુર્થસ્કંધના ૨૮મા અધ્યાયમાં પુરંજનોપાખ્યાનમાં જીવને ઈશ્વર સાથે પોતાનું એકત્વજ્ઞાન દૃઢ થવા માટે ઈશ્વરે જીવને પોતા સાથે એકતાનો ઉપદેશ કર્યો છે.

अनुष्टुप्

**अहं भवान्न चान्यस्त्वं त्वमेवाहं विचक्ष्व भो।**
**न नौ पश्यंति कवयश्छिद्रं जातु मनागपि ॥**

ટીકા—હે જીવ ! હું છું તે તું છે, મારાથી તું જુદો નથી. તું છે તે જ હું છું, એમ મારું તથા તારું એકપણું વિચારી જો. જે જ્ઞાનવાન પુરુષો છે, તે આપણા બેમાં કોઈ સમયે કિંચિત્ માત્ર પણ ભેદ દેખતા નથી, એટલે જીવ ઈશ્વરને એકરૂપ જાણે છે.

ઇત્યાદિ શ્રુતિસ્મૃતિ પુરાણ વગેરેમાં પ્રત્યગાત્માના પરમાત્મા સાથેના અભેદનું નિરૂપણ કર્યું છે, તે માટે હે શિષ્ય! તારા આત્માને તું બ્રહ્મરૂપ જાણ.

છ ઊર્મિરહિત બ્રહ્માત્માનું એકત્વ

શિષ્ય : હે ગુરુ! બ્રહ્મ તો જન્મ, મરણ, ક્ષુધા, પિપાસા, શોક અને મોહ એ છ ઊર્મિઓથી રહિત છે એવું મેં શાસ્ત્રમાં સાંભળ્યું છે અને મારામાં તો એ ઉપર કહેલી છ ઊર્મિઓ દેખાય છે, ત્યારે હું બ્રહ્મરૂપ કેમ થાઉં, તે કહો.

ગુરુ : એ છ ઊર્મિથી રહિત બ્રહ્મ છે એમ જે તેં શાસ્ત્રમાં સાંભળ્યું છે, તે સત્ય છે અને તે બ્રહ્મરૂપ તારો પ્રત્યગાત્મા છે. તે પ્રત્યગાત્માને દેહથી, પ્રાણથી તથા મનથી જુદો ન જાણીને દેહાદિકના ધર્મ આત્મામાં આરોપણ કરીને મને જન્મ-મરણાદિક છે એમ તેં માનેલું છે, પણ તે તારા આત્મામાં નથી, તે હું તને વિવેચન કરી કહું છું તે સાંભળ.

દુહો

જન્મમરણ દેહને કહી,
ક્ષુધા પિપાસા પ્રાણ;
શોક મોહ મનનો ધર્મ,
પોતે બ્રહ્મ પ્રમાણ.

ટીકા-હે ભાઈ! જન્મ અને મરણ એ બે ઊર્મિ સ્થૂલ દેહમાં કહી છે, એટલે સ્થૂલ દેહ જન્મે છે અને મરે છે, તેનો દ્રષ્ટા આત્મા તું જન્મતો-મરતો નથી અને ક્ષુધા-પિપાસા કહેતાં ભૂખ લાગવી ને તૃષા લાગવી એ બે ઊર્મિ પ્રાણની છે; કેમ કે ક્ષુધા-પિપાસાથી પ્રાણ ઘણા વ્યાકુળ થાય છે, અને અન્ન-જલ વિના પ્રાણ રહેતા પણ નથી; માટે એ બે ઊર્મિ પ્રાણની છે અને તે પ્રાણનો તું દ્રષ્ટા છે; તેથી તે ક્ષુધા-પિપાસા તારામાં નથી. શોક અને મોહ એ બે ઊર્મિ મનની છે; કેમ કે જાગ્રદવસ્થામાં તથા સ્વપ્નાવસ્થામાં મન છે, તો તે મનમાં શોક ને મોહ એ બે ઊર્મિ પેદા થાય છે, ને સુષુપ્તિ અવસ્થામાં મનનો લય છે, તો તેમાં શોક તથા મોહ એ બે ઊર્મિ નથી દેખાતી; કારણ કે તે મનમાં જ થાય છે; તેથી મન અને તેના ધર્મ શોકમોહ તેનો દ્રષ્ટા તું છે; માટે તે ઊર્મિ તારામાં નથી. તું શોક-મોહરહિત છે. એ રીતે છ ઊર્મિરહિત 'પોતે બ્રહ્મ પ્રમાણ' અર્થાત્ તું પોતે આત્મા છ ઊર્મિરહિત બ્રહ્મરૂપ છે.

### છ ઊર્મિરહિત આત્મા બ્રહ્મરૂપ છે

આમ છ ઊર્મિરહિત આત્મા બ્રહ્મરૂપ છે, એવો ઉપદેશ શ્રુતિપ્રમાણથી પણ સિદ્ધ છે. યજુર્વેદના

બૃહદારણ્ય ઉપનિષદમાં યાજ્ઞવલ્કય મુનિ પ્રત્યે કહોલ બ્રાહ્મણે પ્રશ્ન કર્યો હતોઃ 'હે યાજ્ઞવલ્કય! સાક્ષાત્ અપરોક્ષ બ્રહ્મસ્વરૂપ જે સર્વાંતર આત્મા છે. તે તમે મને બતાવો.' ત્યારે તે યાજ્ઞવલ્કય મુનિએ ઉત્તર દીધોઃ 'આ અપરોક્ષ (અંતઃકરણની વૃત્તિઓનો પ્રકાશક) તારો આત્મા તે સર્વાંતર છે.' ત્યારે ફરીથી કહોલે પૂછયુંઃ 'હે યાજ્ઞવલ્કય! સર્વાંતર આત્મા કયો?' ત્યારે યાજ્ઞવલ્કય મુનિએ ઉત્તર દીધોઃ 'ક્ષુધા, તૃષા, શોક, મોહ, જરા અને મૃત્યુ એ છ ઊર્મિથી રહિત સર્વાંતર આત્મા તે તું છે.' માટે હે શિષ્ય! તું આત્મા બ્રહ્મરૂપ છે, શુદ્ધ છે ને કર્મના ફલરૂપ જે સુખદુઃખ તેનો તું ભોક્તા નથી; તેથી તું જીવન્મુક્ત (જીવતાં જ મુક્ત) છે.

શિષ્ય: હે મહારાજ! કર્મ કેટલા પ્રકારનાં છે? અને તે કર્મનો ભોક્તા કોણ છે, તેમ જ તે કર્મની નિઃશેષ નિવૃત્તિ કેમ થાય, અને જીવન્મુક્ત કોને કહેવાય તે કહો.

### સંચિત આદિ ત્રણ પ્રકારનાં કર્મો

ગુરુ: કર્મ ત્રણ પ્રકારનાં છેઃ (૧) સંચિત, (૨) ક્રિયમાણ અને (૩) પ્રારબ્ધ. તેમાં પ્રથમ

અનેક જન્મોમાં કરેલાં જે પુણ્ય-પાપાદિક કર્મો ભોગવ્યા વિના સંસ્કારરૂપ અજ્ઞાન સહિત સૂક્ષ્મ શરીરમાં રહ્યાં છે તેને સંચિત કર્મ કહેવાય છે અને આ વર્તમાન દેહથી જે કાંઈ નિત્યનૈમિત્તિક વગેરે કર્મ થાય છે, તેને ક્રિયમાણ કહેવાય છે અને પૂર્વે અનેક જન્મોમાં કરેલાં જે સંચિત કર્મો છે તેઓમાંથી ફળ દેવાને પ્રવૃત્ત થયેલાં જે કર્મોમાંથી આ વર્તમાન દેહ થયો છે ને આ જ દેહમાં જે કર્મથી સુખ-દુઃખ આદિનો ભોગ થાય છે, તે પ્રારબ્ધ કર્મ કહેવાય છે. એ રીતે ત્રણ પ્રકારનાં કર્મો છે, તેમાં સંચિત કર્મનો આત્માના અપરોક્ષ જ્ઞાનાગ્નિથી નાશ થાય છે.

જ્ઞાનથી સંચિત તથા ક્રિયમાણ કર્મોની નિવૃત્તિ

કમલના પત્રને જેમ જલનો લેપ થતો નથી, તેમ અપરોક્ષ જ્ઞાનવાનને ક્રિયમાણ કર્મનો લેપ થતો નથી; કેમ કે કાયિક, વાચિક અને માનસિક જે કર્મ થાય છે, તેમાં 'હું કર્તા' એવું અભિમાન જ્ઞાનવાનને નથી; તેથી તે ક્રિયમાણ કર્મનો પણ જ્ઞાનાગ્નિથી નાશ થાય છે. અને શ્રુતિમાં પણ કહ્યું છે, કે 'જેમ ઈષિકાના (મુંજના વચમાં રહેલા તૃણના) તૂલને (રૂને) અગ્નિમાં નાખે, તો તુરત બળી જાય છે, તેમ આ જ્ઞાનવાન પુરુષનાં સંચિત ક્રિયમાણ પુણ્યપાપ મિશ્રરૂપ સર્વ કર્મ બળી જાય

છે, 'આ જ્ઞાનવાન પુરુષનાં સર્વ કર્મો ક્ષીણ થાય છે.' તેમ જ ગીતામાં પણ શ્રીકૃષ્ણ પરમાત્માએ કહ્યું છેઃ

अनुष्टुप्

यथैधांसि समिद्धोऽग्निर्भस्मसात्कुरुतेऽर्जुन ।
ज्ञानाग्निः सर्वकर्माणि भस्मसात्कुरुते तथा ॥

ટીકા–હે અર્જુન! જેમ સૂક્ષ્મ કાષ્ઠાદિકથી પ્રજ્વલિત થયેલો અગ્નિ સર્વ કાષ્ઠોને બાળીને ભસ્મરૂપ કરે છે, તેમ શ્રવણમનનના અભ્યાસથી ઉત્પન્ન થયેલો જ્ઞાનાગ્નિ સંચિત તથા ક્રિયમાણ પુણ્ય–પાપ મિશ્રરૂપ સર્વ કર્મોને બાળી ભસ્મ કરે છે.

એ રીતે પરમાત્માના જ્ઞાનથી સંચિત તથા ક્રિયમાણ એ બન્ને કર્મની નિવૃત્તિ થાય છે. હવે બાકી રહ્યું તે ત્રીજું પ્રારબ્ધ કર્મ, તે દેહને માથે છે; એટલે પ્રારબ્ધથી દેહ જ્યાં સુધી જીવે છે, ત્યાં સુધી પ્રારબ્ધ કર્મના ફલરૂપ જે સુખ–દુઃખ તેને સ્થૂલ દેહ દ્વારા સૂક્ષ્મ દેહરૂપ અંતઃકરણ છે તે ભોગવે છે ને તે દેહનો દ્રષ્ટા, હું અભોક્તા, પરબ્રહ્મરૂપ છું એવા અનુભવથી જ્ઞાની પુરુષ જીવન્મુક્ત થાય છે તે સર્વ પ્રકાર નીચેની ચોપાઈથી નિરૂપણ કરેલ છે, તેનાથી સમજવા.

## જીવન્મુક્તિનું નિરૂપણ

ચોપાઈ

દેહને માથે પ્રારબ્ધ કર્મ,
હું પોતે અભોક્તા પરબ્રહ્મ;
એમ જે જાણે અનુભવયુક્ત,
તેને કહીએ જીવન્મુક્ત.

ટીકા—સંચિત, ક્રિયમાણ અને પ્રારબ્ધ એ ત્રણ પ્રકારનાં કર્મ છે. તેમાં સંચિત તથા ક્રિયમાણ એ બે પ્રકારનાં કર્મનો જ્ઞાનથી નાશ થાય છે અને બાકી રહ્યું જે સુખ-દુઃખ ભોગરૂપ પ્રારબ્ધકર્મ તે દેહને માથે છે, કહેતાં દેહથી ભોગવાય છે. તેમાં સ્થૂલ દેહ છે તે ભોગાયતન છે, ઇંદ્રિયો છે તે ભોગ ભોગવવાનું સાધન છે ને ચિદાભાસસંયુક્ત જે અંતઃકરણ છે, તે સુખ-દુઃખભોગરૂપ જે પ્રારબ્ધકર્મ તેનું ભોક્તા છે. તે પ્રારબ્ધ કર્મ ભોગવ્યા વિના નિવૃત્ત થતું નથી અને 'પ્રારબ્ધ કર્મનો ભોગથી જ નાશ થાય છે' એવું શાસ્ત્રનું પણ વાક્ય છે. જ્ઞાની અથવા અજ્ઞાનીનો જે દેહ ઉત્પન્ન થયો છે, તે અવશ્ય ભોગ દેવાવાળાં જે પ્રારબ્ધકર્મ છે, તેથી જ થયો છે; માટે તેના ફલરૂપ ભોગ અવશ્ય ભોગવ્યાથી જ નિવૃત્ત થાય છે. જો કે જ્ઞાની દેહની તથા તેના

ભોગની અપેક્ષા કરતો નથી; તોપણ જ્યાં સુધી પ્રારબ્ધના ભોગનો વેગ છે, ત્યાં સુધી દેહ સહિત સુખ-દુઃખાદિક ભોગ અવશ્ય થવાનો છે તે નહિ ટળે; કેમ કે તે પ્રારબ્ધ કર્મ ફલ દેવાને પ્રવૃત્ત થઈ ચૂકયું છે, તેથી ફલ આપ્યા વિના નિવૃત્ત થતું નથી.

પ્રારબ્ધકર્મની નિવૃત્તિ કયા પ્રકારે?

જેમ કોઈ એક પુરુષે પોતાની ચાલાકી જોવાને કોઈ વૃક્ષના ધારેલા પાંદડામાં છિદ્ર પાડવા માટે ધનુષ્યને ખેંચીને જોરથી એક બાણ માર્યું; તેથી પોતાનું ધારેલું પાંદડું વિંધાયું, પણ તે પત્રમાં છિદ્ર પડ્યા પછી તે પુરુષના મનમાં એમ થયું, કે એ બાણ હવે લાંબું આગળ ન જાય તો ઠીક, તથાપિ તેમ થતું નથી; કારણ કે બાણનો જ્યાં સુધી વેગ છે, ત્યાં સુધી તે અવશ્ય જવાનું છે. વેગ થઈ રહ્યા પછી જ પડવાનું તે વિના પડવાનું નથી. વળી તે જ પુરુષ પોતાની પાસે ભાથામાં તથા હાથમાં જે બીજાં બાણ છે, તેને કોઈના ઉપદેશથી પ્રતિકૂલ જાણીને ફેંકી દેવાને અથવા અગ્નિમાં બાળી નાખવાને સ્વતંત્ર છે; તથાપિ હાથથી છૂટેલા બાણને રોકવા સમર્થ નથી, તે જ પ્રમાણે જ્ઞાની પોતાનાં સંચિત તથા ક્રિયમાણ કર્મોનો જ્ઞાનાગ્નિથી નાશ કરવા સમર્થ છે, પણ ભોગ આપવા પ્રવૃત્ત થયેલાં જે પ્રારબ્ધ

કર્મ તેને રોકવા હાથથી છૂટેલા બાણ પેઠે શક્તિમાન નથી.

પ્રારબ્ધ કર્મને અનુકૂળ જ્ઞાનનો અનુભવ

શિષ્ય : જ્યારે જ્ઞાનથી સંચિત, ક્રિયમાણ પુણ્ય-પાપાદિક સર્વ કર્મોની નિવૃત્તિ થાય છે, ત્યારે પ્રારબ્ધકર્મની નિવૃત્તિ કેમ થતી નથી, એ સંદેહ ઉત્પન્ન થાય છે, તેનું સમાધાન કૃપા કરી કરો.

ગુરુ : જ્ઞાન છે તે અજ્ઞાનનું તથા સંચિત ક્રિયમાણ કર્મોનું વિરોધી છે; પણ પ્રારબ્ધકર્મનું વિરોધી નથી અને પ્રારબ્ધકર્મનું વિરોધી જો જ્ઞાન હોય, તો જે વખતે જ્ઞાન ઉદય પામે તેજ વખતે પ્રારબ્ધકર્મના નાશથી પ્રારબ્ધથી રહેલા જ્ઞાનીના દેહનો પણ નાશ થવો જોઈએ, પણ તે તો કાંઈ થતો નથી; તેથી પ્રારબ્ધ કર્મનું જ્ઞાન વિરોધી નથી, એમ પ્રકટ દેખાય છે. અને યુક્તિવિચારથી પણ એમ જ નિશ્ચય થાય છે. તે યુક્તિ કહું છું તેને એકાગ્રચિત્તથી શ્રવણ કરીને વિચારપૂર્વક સંદેહને નિવૃત્ત કર. હે શિષ્ય ! જ્ઞાનના ઉપદેશકર્તા જે ગુરુ છે તે જ્ઞાની છે અથવા અજ્ઞાની છે ? જો કહીએ કે અજ્ઞાની છે, તો તે ગુરુને જ્યારે પોતાને જ્ઞાન નથી, ત્યારે બીજા જિજ્ઞાસુને જ્ઞાનનો ઉપદેશ કેમ કરી શકે ? અર્થાત્ નહિ કરી શકે; અને જો

કહીએ કે જે જ્ઞાની ગુરુ છે, તે જ્ઞાનનો ઉપદેશ કરે છે, તો તે જ્ઞાની ગુરુને જે જ્ઞાનનો ઉપદેશ કરવાનો હોય તે તો દેહ વિના સંભવતો નથી, ને દેહની સ્થિતિ પ્રારબ્ધકર્મ વિના સંભવતી નથી; તેથી જો જ્ઞાની ગુરુનો દેહ પ્રારબ્ધકર્મ સહિત રહ્યો છે, તો જ જ્ઞાનનો ઉપદેશ તે કરે છે; તેથી એમ સિદ્ધ થાય છે કે જ્ઞાન પ્રારબ્ધકર્મનું વિરોધી નથી અને જો જ્ઞાન પ્રારબ્ધકર્મનું વિરોધી છે, એમ કહીએ તો જે કાળે ગુરુને જ્ઞાન થયું, તેજ કાળે ગુરુના પ્રારબ્ધકર્મનો નાશ થવાથી ગુરુના દેહનો પણ નાશ થવો જોઈએ અને જ્યારે ગુરુના દેહનો નાશ થાય, ત્યારે જ્ઞાનના ઉપદેશ કરવાવાળા ગુરુના અભાવથી જ્ઞાનનો સંપ્રદાય ઉચ્છિન્ન થશે અને કોઈ પણ ઉપદેશકર્તા જ્ઞાની છે એમ કહેવું જ નહિ સંભવે. એ મોટો વિરોધ આવશે, માટે જ્ઞાન પ્રારબ્ધકર્મનો નાશ કરતું નથી એમ જ માનવું યોગ્ય છે અને યાજ્ઞવલ્ક્ય તથા ઉદ્દાલક, વસિષ્ઠ, પરાશર, વીતહવ્ય, વેદવ્યાસ, શુકદેવ આદિ અદ્વૈતજ્ઞાનનિષ્ઠ જ્ઞાની પુરુષો જ્ઞાનના સંપ્રદાયને પ્રવૃત્ત કરનારા ઘણા થયા છે, એ વાર્તા શ્રુતિશાસ્ત્રમાં પ્રસિદ્ધ છે; તેમ જ જનક, ભગીરથ, શિખરધ્વજાદિ મહાન રાજાઓ પણ અદ્વૈત-જ્ઞાનનિષ્ઠાથી જીવન્મુક્ત થયા છે, તે પણ મહાભારત,

યોગવાસિષ્ઠ આદિ ગ્રંથોમાં પ્રસિદ્ધ છે. જો જ્ઞાનથી પ્રારબ્ધકર્મનો નાશ થતો હોત, તો તે યાજ્ઞવલ્કયાદિક ઋષિઓને તથા જનકાદિ રાજાઓને જીવન્મુક્ત ન કહી શકાત; કેમ કે જે પુરુષ પ્રારબ્ધકર્મથી જીવે છે અને આત્માને નિત્ય, શુદ્ધ, બુદ્ધ, મુક્ત, એક, અદ્વૈત, અકર્તા, અભોક્તા, સચ્ચિદાનંદરૂપ જાણીને મુક્ત છે, તેને જીવન્મુક્ત કહેવાય છે. તેથી સ્પષ્ટ જણાય છે, કે જ્ઞાન પ્રારબ્ધકર્મને નિવૃત્ત કરતું નથી. અને શ્રીરામચંદ્ર યુધિષ્ઠિરાદિ સમર્થોને પણ જ્ઞાન છતાં પ્રારબ્ધકર્મનું ફળ અવશ્ય ભોગવવું પડ્યું છે, તે વાલ્મીકીય રામાયણ તથા મહાભારત આદિ ઇતિહાસોથી પ્રસિદ્ધ છે.

અવશ્યભાવિ દુઃખ અનિવાર્ય છે

अनुष्टुप्

**अवश्यंभाविभावानां प्रतीकारो भवेद्यदि ।**
**तदा दुःखैर्न लिप्येरन् नलरामयुधिष्ठिराः ॥**

ટીકા—અવશ્ય થવાના જે પ્રારબ્ધકર્મના ફલભોગ તેને મટાડવાનો કોઈ પણ જો ઉપાય હોત, તો નલ, યુધિષ્ઠિર તથા રામચંદ્ર સર્વ રાજ્યથી રહિત થઈને વનવાસ આદિ દુઃખ ભોગવત નહિ.

માટે જ્ઞાની અથવા અજ્ઞાની ગમે તે હોય; તોપણ

તેનાથી દેહનું પ્રારબ્ધકર્મ ભોગવ્યા વગર નિવૃત્ત થવાતું નથી, અને જ્ઞાનીનાં બાકી સંચિત આદિ કર્મો છે તે જ્ઞાન થયાથી જ નિવૃત્ત થાય છે. તે ઉપર શ્રુતિના અર્થરૂપ પ્રમાણિક પુરુષનું વાક્ય કહે છે:

કર્મનિવૃત્તિ વિષે પ્રમાણ

**प्रारब्धं भोगतो नश्येत् शेषं ज्ञानेन दह्यते।**
**शारीरं त्वितरत् कर्म तद्द्वेषिप्रियवादिनोः॥**

ટીકા–પ્રારબ્ધકર્મ ભોગવવાથી જ નિવૃત્તિ થાય છે અને બાકી જે સંચિત કર્મ છે તે જ્ઞાનથી નષ્ટ થાય છે; અને જ્ઞાનીનાં બીજાં જે શરીર સંબંધી શુભાશુભ ક્રિયમાણ કર્મ થાય છે, તે જ્ઞાની સાથે દ્વેષ કરવાવાળા તથા સ્નેહ કરવાવાળાઓને જાય છે. એટલે જે જ્ઞાનવાન બ્રહ્મનિષ્ઠની ભક્તિથી સ્તુતિ તથા પૂજન–સેવન કરે છે, તે તેનાં પુણ્યકર્મને ગ્રહણ કરે છે. અને જે તેની નિંદા તથા દ્વેષ કરે છે, તે તેનાં અશુભ કર્મોને ગ્રહણ કરે છે, એવું શ્રુતિમાં પણ કહ્યું છે.

માટે પ્રારબ્ધકર્મના ફલરૂપ સુખ–દુઃખાદિ ભોગ દેહ ભોગવે છે. તેનો પ્રકાશક હું અભોક્તા પરબ્રહ્મ છું, એ રીતે જે પુરુષ અનુભવથી નિશ્ચય કરી

જાણે છે, તેને જીવન્મુક્ત કહેવાય છે; એટલે તે દેહ છતાંજ મુક્ત છે; માટે 'હું દેહ છું' એ બુદ્ધિ મૂકી 'હું આત્મા બ્રહ્મરૂપ છું' એવો નિશ્ચય કરવો.

હવે 'દેહ હું છું' એવું જે માનવું તે દોષરૂપ છે અને આત્માનો જે બોધ છે, તે મહાપુણ્યરૂપ છે એ પ્રકારનું વર્ણન કરે છે.

દેહાભિમાન અને આત્મજ્ઞાન

ચોપાઈ

દેહને હું માને જે કોઈ,
મહાદોષી કહીએ સોઈ;
આત્મબુદ્ધિ જેને ભાઈ,
મહાપુણ્ય જાણીએ તાઈ.

ટીકા—જે કોઈ મનુષ્ય, આ દેહ છે તેજ હું છું, એવું માને છે તે મહાદોષી (મહાપાપી) કહેવાય છે. સ્મૃતિમાં પણ કહ્યું છે, કે નાનૃતાત્પાતકં પરં' (અસત્ય ભાષણથી બીજું કાંઈ મોટું પાપ નથી) એટલે અસત્ય બોલવું એ મોટું પાપ છે. એ ન્યાયે દેહનેજ આત્મા છે એમ જે કહે છે તે અસત્ય બોલે છે. જેમ કે, દેહ છે તે પંચભૂતનું કાર્ય છે અને આત્મા છે તે પંચભૂતનું કારણ છે. દેહ દૃશ્ય, વિકારી, અનિત્ય, જડ, પરિચ્છિન્ન, સાવયવ

છે; અને આત્મા દ્રષ્ટા, અવિકારી, નિત્ય, જ્ઞાનસ્વરૂપ, પરિપૂર્ણ, નિરવયવ છે. દેહ અશુચિ, દુર્ગંધ, મળ, માંસ, મૂત્ર, રુધિરાદિથી ભરેલો છે અને આત્મા સર્વદા શુદ્ધ, નિર્મળ, આનંદઘન છે. એ રીતે દેહ તથા આત્માનાં લક્ષણ પરસ્પર જુદાં હોવાથી આત્મા દેહથી ભિન્ન છે એમ અનુભવથી જણાય છે; તથાપિ દેહથી આત્માને જુદો ન જાણી દેહ છે તે જ હું છું એમ અસત્ય બોલે છે; તેથી તે મહાદોષી કહેવાય છે. અથવા જેમ વાત, પિત્ત અને કફ એ ત્રણ એકઠા થાય છે તેનું નામ મહાદોષ (ત્રિદોષ) અથવા સન્નિપાત કહેવાય છે. તે જેને થયો હોય તે પુરુષ મૃત્યુને વશ થાય છે. તેમ દેહનું અભિમાન કરવાવાળો પણ મહાદોષી કહેવાય છે; એટલે તેને સન્નિપાત થયો છે એમ જાણવું. અને ભાગવતમાં પણ શ્રીકૃષ્ણ ભગવાને ઉદ્ધવજીને કહ્યું છે: 'હે ઉદ્ધવ! અહંતા ને મમતારૂપ જે બુદ્ધિ છે, તેને સન્નિપાત જાણવો.' એટલે સત્ત્વગુણ, રજોગુણ અને તમોગુણ એ ત્રણ ગુણોમાં તથા તેનાં કાર્યોમાં જે અહંતા-મમતા છે, તેને સન્નિપાત સમજવો અને તે સન્નિપાત જેને છે, તે પણ જન્મ-મરણને વશ થાય છે. તેનું જન્મ-મૃત્યુરૂપી દુ:ખ નિવૃત્ત થતું નથી અને જે પુરુષને બ્રહ્મનિષ્ઠ સદ્દગુરુના અનુગ્રહથી

હું સચ્ચિદાનંદ આત્મા છું, એવી બુદ્ધિ થઈ છે, તેનાં મોટાં પુણ્ય જાણવાં. બ્રહ્મવિચાર અતિપુણ્યનો હેતુ છે. એમ સિદ્ધાંતમુક્તાવલિમાં આપ્ત પુરુષનું વાક્ય છે.

शार्दूलविक्रीडितम्

स्नातं तेन समस्ततीर्थसलिले दत्तापि सर्वावनि-
र्यज्ञानां च कृतं सहस्रमखिला देवाश्च संपूजिताः ॥
संसाराच्च समुद्धृताः स्वपितरस्त्रैलोक्यपूज्योप्यसौ
यस्य ब्रह्मविचारणे क्षणमपि स्थैर्यं मनः प्राप्नुयात् ॥

ટીકા-બ્રહ્મવિચારમાં જે પુરુષનું મન ક્ષણ માત્ર પણ સ્થિરતાને પ્રાપ્ત થાય છે, તે પુરુષે ગંગાદિ સર્વ તીર્થના જલમાં સ્નાન કર્યું એમ જાણવું અને સમગ્ર પૃથ્વીનું દાન કર્યું તથા હજારો યજ્ઞ કર્યા અને જેટલા દેવતાઓ છે તે સર્વની પૂજા કરી તથા પોતાના સર્વ પિતૃનો સંસારથી ઉદ્ધાર કર્યો એટલે સારી ગતિ પ્રાપ્ત કરી અને એ પોતે પણ ત્રિલોકમાં પૂજ્ય થાય છે.

ક્ષણ માત્ર બ્રહ્મવિચારથી જ્યારે એવું પુણ્ય થાય છે, ત્યારે દેહાધ્યાસ મૂકીને સર્વદા 'હું બ્રહ્મરૂપ આત્મા છું' એમ જેની બુદ્ધિ બ્રહ્માકાર થઈ છે,

તેનાં મોટાં પુણ્ય છે એમ જાણવું તેમાં આશ્ચર્ય શું ?

ઉપર કહેલા અર્થ વિષે પુરાણનું પ્રમાણ કહે છે.

अनुष्टुप्

देहाऽत्मबुद्धिजं पापं न तद्गोवधकोटिभिः ।
आत्माऽहंबुद्धिजं पुण्यं न भूतं न भविष्यति ॥

ટીકા–'देहात्मबुद्धिजं पापं' એટલે હું દેહ છું એમ માનવાથી જે પાપ થયું તે કરોડો ગાયો માર્યાથી જે પાપ થાય છે તેનાથી વધારે છે, (વળી શ્રુતિમાં પણ એમ કહ્યું છે, કે દેહાભિમાનીને સર્વ દોષ ઉત્પન્ન થાય છે, અને તે પાપી થાય છે તથા આત્મહત્યારો થાય છે,) અને સચ્ચિદાનંદ આત્મા હું છું, એવી બુદ્ધિથી જે પુણ્ય થયું તેનું પુણ્ય કોઈ દિવસ થયું પણ નથી અને થશે પણ નહિ.

એ રીતે આત્મબુદ્ધિ મહાપુણ્યરૂપ છે, એવું નિરૂપણ કરી, હવે શુદ્ધ જ્ઞાનરૂપ એક દેવ સર્વ મનુષ્યોમાં મનના સાક્ષીરૂપે રહેલો છે, એમ જાણી બંધનનું કારણરૂપ જે ભેદબુદ્ધિ તેનો ત્યાગ કરવો. તે માટે ભેદબુદ્ધિ જ બંધનનું કારણ છે, એમ નિરૂપણ કર્યું છે.

## ચૈતન્યનું આત્મા સાથે એકત્વ

ચોપાઈ

જેને તું કહે છે દેવ,
તે તું ચૈતન્ય સ્વયમેવ;
બીજો દેવ માને જે કોઈ,
એ જ બંધન તેને હોઈ.

ટીકા–હે શિષ્ય ! જેને તું દેવ ચૈતન્ય સ્વયંપ્રકાશ એમ કહે છે, તે દેવ તું ચૈતન્યરૂપ સ્વયમેવ (પોતે જ) છે અને તે ચૈતન્યરૂપ સ્વયંપ્રકાશ દેવ સર્વ પ્રાણી માત્રમાં એક જ આત્મારૂપ છે; માટે ચૈતન્યરૂપ દેવ આત્મા હું છું એમ જાણવું અને અજ્ઞાનથી ચૈતન્યરૂપ આત્મદેવને ભૂલી 'હું દેહ છું' એમ માની તે ચૈતન્યરૂપ દેવ મારાથી બીજો ભિન્ન છે, એમ જે કોઈ માને છે તે ભેદ માનનાર અજ્ઞાનીને આ ભેદ માનવો એ જ બંધનનો હેતુ થાય છે.

### આત્મરૂપ ચૈતન્યદેવ

શ્રુતિમાં પણ કહ્યું છે, કે 'જે પુરુષ હું અન્ય છું, અને દેવતા મારાથી ભિન્ન છે, એમ જાણીને અન્ય દેવતાની ઉપાસના કરે છે, તે પુરુષ, અદ્વિતીય બ્રહ્મતત્ત્વને જાણતો નથી; માટે તે પુરુષ, દેવોના પશુ તુલ્ય છે.' જેમ પશુ ગાડીએ જોડવા, તથા

ખેતર ખેડવા, ભાર તાણવા ઇત્યાદિ કામમાં આવે છે, તેમ મનુષ્યરૂપી પશુ યજ્ઞાદિથી દેવતાઓને ભાગ આપે છે, તે દ્વારા દેવતાઓને તે પુરુષ કામમાં આવે છે; તેથી તેને દેવોનો પશુ કહ્યો અને બીજી શ્રુતિમાં પણ કહ્યું છે, કે 'જે પુરુષ અદ્વૈતબ્રહ્મ વિષે ભેદબુદ્ધિ કરે છે, તે પુરુષ વારંવાર મૃત્યુને પ્રાપ્ત થાય છે.' માટે ભેદબુદ્ધિ મૂકીને દેવ એક છે ને સર્વના મનનો સાક્ષી છે, એમ ગુરુશાસ્ત્રના ઉપદેશથી જાણીને અભેદબુદ્ધિ કરવી.

સ્મૃતિમાં પણ ગુરુશિષ્યના સંવાદથી સર્વના મનનો સાક્ષી દેવ એક જ છે એમ કહ્યું છે.

अनुष्टुप्

**को देवो यो मनःसाक्षी मनो मे दृश्यते मया ।**
**तर्हि देवस्त्वमेवाऽसि एको देव इति श्रुतेः ॥**

ટીકા–કોઈ ઉત્તમ અધિકારી મુમુક્ષુએ વેદવાક્યથી એમ શ્રવણ કર્યું, કે 'દેવને જાણવાથી સર્વ પાશ(બંધન)ની નિવૃત્તિ થાય છે.' તે સાંભળી મનમાં વિચાર થયો કે તે દેવને હું કેમ જાણું, મને તે દેવનો કોણ અનુભવ કરાવે ? એવો વિચાર કરીને કોઈ બ્રહ્મનિષ્ઠ ગુરુને શરણે જઈને પ્રશ્ન પૂછ્યો કે 'કો દેવઃ' અર્થાત્ દેવ કોણ છે ? ત્યારે ગુરુએ

ઉત્તર દીધો: 'યો મનઃસાક્ષી' અર્થાત્ જે મનનો સાક્ષી (મનને જાણનાર) તે જ દેવ.

એમ ગુરુના કહેવા ઉપરથી શિષ્યે વિચાર કર્યો, કે મારા મનને કોણ જાણતું હશે વારુ? ઇંદ્રાદિક દેવતા જાણતા હશે અથવા કોઈ બીજો જાણનાર હશે? એવો મનમાં વિચાર કરતાં કાંઈ નિશ્ચય થયો નહિ તેથી કોઈ બુદ્ધિમાન પુરુષ પાસે જઈ પૂછયું, કે 'હે જ્ઞાનવાન કૃપાળુ! મારા મનને કોણ જાણતું હશે?' ત્યારે તે પુરુષે કહ્યું, કે 'તારા મનને તું જાણે. બીજો કોણ જાણે?' એમ સાંભળીને તેના મનમાં એવું થયું, કે આ કાંઈ યથાર્થ ઉત્તર દેતો નથી, તે માટે બીજા પુરુષને પૂછું. એવો વિચાર કરીને બીજા પુરુષ પાસે જઈને પ્રશ્ન કર્યો, કે 'હે દયાળુ! મારા મનનો સાક્ષી (જાણનાર) કોણ હશે?' ત્યારે તે પુરુષ પણ તે જ રીતે કહેવા લાગ્યો, કે 'તારા મનને તું જાણે.' એમ બેચાર જણાનું એક જ રીતે બોલવું સાંભળીને તેઓના વાક્યમાં વિશ્વાસ રાખીને એકાંતમાં બેસીને તે વિચાર કરવા લાગ્યો, કે હું મનનો સાક્ષી (જાણવાવાળો) છું કે નહિ. તે વિચાર કરતાં એવું જાણ્યું કે મનનો ધર્મ સંકલ્પ-વિકલ્પ કરવો, તથા સુખ-દુઃખ ભોગવવું એ છે અને બહારના પદાર્થોમાં ગમનાગમન (જવું-

આવવું ) છે. તેવા મનના ધર્મોને જાણનારો સાક્ષી હું છું; કેમ કે જેમ કોઈ એક પુરુષ બીજા કોઈ પુરુષ પાસે વાત કરતો હોય, તે વખતે જો સાંભળનાર પુરુષનું મન, બીજા બહારના વિચારમાં લાગ્યું હોય, તો તે વાત સાંભળી શકતો નથી અને જ્યારે વાત કરનારને પણ વાત સાંભળનારનું મન સ્થિર નથી એમ ભાસે છે, ત્યારે વાત કરનારો પૂછે છે, કે હે ભાઈ! મેં કહ્યું તે તેં સાંભળ્યું? ત્યારે તે સાંભળનાર પુરુષ કહે છે કે, ના, મારું મન હમણાં સુધી બહાર ગયું હતું, તેથી સાંભળ્યું નહિ ને હવે મન ઠેકાણે છે; તેથી જે કહેશો, તે સાંભળીશ.

દેવ એક છે

એ ઉપરથી સ્પષ્ટ માલૂમ પડે છે, કે પહેલાં મન બહાર ગયું હતું ને હમણાં મન સ્થિર છે, એવું જેણે જાણ્યું તે જ મનનો સાક્ષી છે, તેથી મનની ચંચલતાને તથા સ્થિરતાને અને જાગ્રતસ્વપ્નમાં જે જે કાંઈ સંકલ્પવિકલ્પપૂર્વક મનમાં વિષયો સ્ફુરે છે તેને તથા સુષુપ્તિઅવસ્થામાં સર્વ મનની વૃત્તિઓનો અભાવ થાય છે તેને જાણવાવાળો ( પ્રકાશક ) હું છું, માટે મનનો સાક્ષી હું છું એમ અનુભવથી જાણવામાં આવે છે; એવો વિચાર મનમાં નક્કી કરીને શિષ્યે ગુરુની પાસે જઈ કહ્યું: 'મનો

मे दृश्यते मया' અર્થાત્ 'મારું મન મને જ દેખાય છે.' એટલે મનનો સાક્ષી હું છું એવું શિષ્યનું કહેવું સાંભળીને ગુરુએ કહ્યું: 'तर्हि देवस्त्वमेवाऽसि' અર્થાત્ ત્યારે દેવ તું જ છે; એટલે પ્રત્યેક ચૈતન્ય સ્વયંપ્રકાશ દેવરૂપ સાક્ષી આત્મા તું છે.

એ રીતે 'को देवो यो मनःसाक्षी' એ સ્મૃતિના ત્રણ પાદથી સર્વ પ્રાણીમાં જે મનનો સાક્ષી આત્મા છે તે દેવરૂપ છે, એમ નિરૂપણ કર્યું. હવે તે જ સ્મૃતિના ચોથા પાદથી દેવ એક છે ને સર્વ ભૂત-પ્રાણીમાત્રમાં છે, તે વિષે શ્વેતાશ્વતર ઉપનિષદની શ્રુતિનું પ્રમાણ કહે છે: 'एको देव इति श्रुतेः' એ શ્રુતિનો અભિપ્રાય એ છે, કે બ્રહ્માને આદિથી પિપીલિકા (કીડી) પર્યંત સર્વ ભૂતો વિષે દેવ (સ્વયંપ્રકાશ ચૈતન્યરૂપ) એક (અદ્વિતીય) છે. તથાપિ સદ્વિચારરહિત અજ્ઞાની લોકોને અજ્ઞાનજન્ય આવરણથી તથા દેહાભિમાનથી તે દેવ અપરોક્ષરૂપે જાણવામાં આવતો નથી; તેથી તે ગૂઢ (ગુપ્ત) છે એમ કહ્યું છે. અને તે દેવ સર્વમાં વ્યાપક છે તથા સર્વભૂતોનો અંતરાત્મા છે ને પુણ્યાપુણ્યરૂપ કર્મોનો ફલપ્રદાતા છે તથા પૃથિવ્યાદિ સર્વ ભૂતોનો અધિષ્ઠાન છે, સર્વ ભૂતોમાં સાક્ષી દ્રષ્ટા ચૈતન્યરૂપ છે ને વસ્તુ તથા કેવળ નિષ્પ્રપંચ નિર્વિકલ્પ છે તથા તે દેવ છે,

નિર્ગુણ છે. (સત્ત્વાદિ તથા જ્ઞાનાદિ ગુણરહિત સત્યરૂપ જ્ઞાનરૂપ આનંદરૂપ છે) માટે હે શિષ્ય! મનબુદ્ધિનો આત્મા સાક્ષી તે જ દેવ છે એમ નિશ્ચય કરીને દેવ મારાથી ભિન્ન છે, એવી ભેદ-બુદ્ધિ મૂકી દેવી; કેમ કે દ્વૈત માનવાથી ભય થાય છે એમ શ્રુતિમાં કહ્યું છે. તેમ ભાગવતમાં પણ કહ્યું છેઃ ‘ भयं द्वितीयाभिनिवेशतः स्यात् ’ અર્થાત્ દ્વૈતમાં (ભેદમાં) આગ્રહ કરવાથી જન્મ-મરણાદિરૂપ ભય પ્રાપ્ત થાય છે માટે ભેદબુદ્ધિ ન કરવી.

મુમુક્ષુને સમાધિના મોક્ષની આવશ્યક્તા

એ રીતે સ્વયંપ્રકાશરૂપ ચૈતન્યદેવનું સર્વાત્મપણું નિરૂપણ કર્યું. હવે અમાનિત્વાદિ સારાં સાધનોનું સંપાદન કરીને તથા પૂર્વે ૨૯મા દુહામાં નિરૂપણ કરેલું, જે સામવેદના મહાવાક્યનો અખંડાર્થ (અભેદાર્થ) તેને બ્રહ્મનિષ્ઠ સદ્‌ગુરુના ઉપદેશપૂર્વક હૃદયમાં ધરીને મનન-નિદિધ્યાસનથી હું નિત્ય શુદ્ધ, બુદ્ધ, મુક્ત, પ્રત્યક્, એકરસ, સચ્ચિદાનંદ, બ્રહ્મરૂપ છું; એવા દૃઢ અનુભવપૂર્વક નિર્વિકલ્પ, નિષ્ક્રિય, આત્માનો સાક્ષાત્કાર જેને થયો છે, તે પુરુષ જ્ઞાનામૃતથી જીવન્મુક્ત થઈને કૃતકૃત્યતારૂપી તૃપ્તિને પ્રાપ્ત થયો છે. તેને યદ્યપિ કાંઈ કર્તવ્ય નથી, તથાપિ જે પુરુષ મોક્ષેચ્છાથી શ્રવણાદિકમાં પ્રવૃત્ત છે પણ તેના મનની વૃત્તિ બાહ્ય વિષયોના સંકલ્પોથી ચંચલ છે,

તેથી અપરોક્ષ અદ્વિતીય આત્માના અનુસંધાનમાં દૃઢ નિષ્ઠાવાન થતી નથી, તે મુમુક્ષુને બાહ્ય વિષયોના સંકલ્પોની નિવૃત્તિપૂર્વક મનની વૃત્તિને સ્થિરતા થવા માટે તથા અદ્વિતીય આત્માનો અપરોક્ષ દૃઢબોધ-પૂર્વક જીવન્મુક્તતા થઇને વિદેહમુક્તિ થવા માટે સમાધિનો અભ્યાસ અવશ્ય કરવો યોગ્ય છે. તે માટે તે અભ્યાસના પ્રકારને દુહાથી શ્રીગુરુ નિરૂપણ કરે છે.

સમાધિના અભ્યાસનો પ્રકાર

દુહો

પ્રથમ વૃત્તિ ત્યાગ કરી,
બીજી ઊઠવા ન દઈએ;
વચમાં નિર્વિકલ્પ દશાનો,
અભ્યાસ કરતા રહીએ.

ટીકા–પ્રથમ વૃત્તિ અર્થાત્ હું દેહ છું તથા કર્તા-ભોક્તા સુખી–દુઃખી છું, એ વૃત્તિ અથવા શબ્દ, સ્પર્શ, રૂપ, રસાદિક વિષયોના સ્મરણરૂપ જે વૃત્તિ તેને ત્યજી બીજી વૃત્તિ જે દેહાદિકમાં અહંતા–મમતારૂપ અથવા શબ્દાદિ વિષયોના સ્મરણરૂપ, તેને ઊઠવા ન દઈએ; અર્થાત્ ઉત્પન્ન થવા દેવી નહિ અને વચમાં અર્થાત્ મધ્યમાં એટલે એક વૃત્તિ મટીને બીજી વૃત્તિ જ્યાંસુધી ઉદય થઈ

નથી તે સમયે જે નિર્વિકલ્પ (કલ્પનારહિત) પોતાનું સ્વરૂપ સ્વપ્રકાશ છે, તેમાં સ્થિતિરૂપ દશાનો (અવસ્થાનો) અભ્યાસ કરતા રહીએ; અર્થાત્ પ્રથમ સવિકલ્પ સમાધિનો અભ્યાસ કરીને પછી નિર્વિકલ્પ સમાધિનો અભ્યાસ નિત્ય નિરંતર કર્યા કરવો.

### દૃશ્યાનુવિદ્ધ સમાધિ

શિષ્ય : હે મહારાજ! સવિકલ્પ તથા નિર્વિકલ્પ સમાધિમાં શો ભેદ છે, તે કૃપા કરી કહો.

ગુરુ: સમાધિના બે પ્રકાર છે. એક સવિકલ્પ અને બીજો નિર્વિકલ્પ. તેમાં પણ સવિકલ્પ સમાધિના બે પ્રકાર છે, એક દૃશ્યાનુવિદ્ધ અને બીજો શબ્દાનુવિદ્ધ.

શિષ્ય : દૃશ્યાનુવિદ્ધ સમાધિ કોને કહેવાય?

ગુરુ: અંતઃકરણમાં કામ, સંકલ્પ, ચિકિત્સા, શ્રદ્ધા, અશ્રદ્ધા, ધૈર્ય, અધૈર્ય, લજ્જા, ભય આદિ જે બીજી કેટલીક સાત્ત્વિક વગેરે વૃત્તિઓ ઉત્પન્ન થાય છે, તે સર્વ દૃશ્ય છે. અને તે સર્વ વૃત્તિઓનો દ્રષ્ટા, હું સાક્ષી, ચૈતન્યરૂપ છું એવા અનુસંધાનપૂર્વક જે સદા આત્માનો અનુભવ કરવો, તે દૃશ્યાનુવિદ્ધ સવિકલ્પ સમાધિ કહેવાય છે.

### શબ્દાનુવિદ્ધ સમાધિ

શિષ્ય : શબ્દાનુવિદ્ધ સવિકલ્પ સમાધિ કોને

કહેવાય, તે કૃપા કરી કહો.

ગુરુ: હું અસંગ છું એટલે દેહ, ઇંદ્રિયો, અંતઃકરણાદિકમાં હું છું, તથાપિ તેનો મને સંગ નથી. જેમ ઘૃત, તૈલ, ચંદન અને કીચ આદિમાં આકાશ રહ્યું છે, પણ તેમાં લેપાયમાન થતું નથી. અને હું સચ્ચિદાનંદરૂપ છું એટલે જાગ્રત, સ્વપ્ન, સુષુપ્તિમાં છું; તેથી સત્, જાગ્રદાદિ ત્રણ અવસ્થા જાણું છું; તેથી ચિત્ અને પરમ પ્રેમનું આસ્પદ છું તેથી આનંદ. હું પોતે સ્વાભાવિક પ્રકાશરૂપ છું, અને બીજાને પ્રકટ કરું છું, મને કોઈ પ્રકટ કરતું નથી; તેથી હું સ્વપ્રકાશ છું. હું દ્વૈતરહિત છું એટલે મારા સ્વરૂપમાં દ્વૈતપ્રપંચનો સંબંધ નથી; કેમ કે તે સમગ્ર દ્વૈતપ્રપંચ કલ્પિત છે. એ રીતે હું અસંગ, સત્, ચૈતન્ય, આનંદ અને સ્વયંપ્રકાશરૂપ છું એમ શબ્દ ઉચ્ચારપૂર્વક આત્મામાં ઉપર કહ્યા પ્રમાણે અસંગ આદિ વિશેષણોના અર્થનો અનુભવ કરવો, તે શબ્દાનુવિદ્ધ સવિકલ્પ સમાધિ કહેવાય છે.

એ રીતે દૃશ્યાનુવિદ્ધ તથા શબ્દાનુવિદ્ધ બે સમાધિનો પ્રથમ અભ્યાસ કરવો અને તે દૃઢ થયા પછી નિર્વિકલ્પ સમાધિનો અભ્યાસ કરવો.

## નિર્વિકલ્પ સમાધિ

શિષ્ય : હે મહારાજ! નિર્વિકલ્પ સમાધિ કોને કહેવાય?

ગુરુ : દશ્યાનુવિદ્ધ તથા શબ્દાનુવિદ્ધ એ બે સમાધિનો સારી રીતે અભ્યાસ કર્યાથી, જ્યારે અંતઃકરણ વિષે આનંદરૂપ આત્માના જ્ઞાનાનંદના અનુભવના આવેશથી, કામ–સંકલ્પ આદિ દશ્ય વૃત્તિઓનું અનુસંધાન મૂકી દઈને તથા 'હું અસંગ છું' ઇત્યાદિ શબ્દોને પણ મૂકી દઈને સંકલ્પરહિત તૃષ્ણારૂપ જે સ્થિતિ તે નિર્વિકલ્પ સમાધિ કહેવાય. જેમ વાયુવિનાની જગ્યામાં દીપક નિશ્ચલ રહે છે, તેમ નિર્વિકલ્પ અભ્યાસ કરવાવાળા પુરુષનું ચિત્ત નિશ્ચલ રહે છે; એટલે નિર્વિકલ્પ સમાધિમાં કાંઈ પણ દ્વૈત–પ્રપંચ ભાસતો નથી, તેથી નિર્વિકલ્પ ચૈતન્યરૂપ આત્માનો સ્પષ્ટ અનુભવ થાય છે.

### નિર્વિકલ્પ સમાધિ વિષે શ્રીભગવત્પાદાચાર્ય

તે નિર્વિકલ્પ ચૈતન્યસુખના અનુભવનો પ્રકાર શ્રીશંકરાચાર્ય ગુરુએ પણ લઘુવાક્યવૃત્તિ નામના ગ્રંથમાં નિરૂપિત કર્યો છે.

अनुष्टुप्

**नष्टे पूर्वविकल्पे तु यावदन्यस्य नोदयः ।**
**निर्विकल्पकचैतन्यं स्पष्टं तावद्विभासते ॥**

ટીકા—મનમાં પ્રથમના જે અનેક પ્રકારના વિકલ્પ છે તે બધા નિવૃત્ત થાય ને જ્યાં સુધી બીજો કોઈ પ્રકારનો વિકલ્પ ઉત્પન્ન થાય નહિ, ત્યાં સુધી નિર્વિકલ્પ ( કલ્પનારહિત ) એક સ્વયંપ્રકાશ ચૈતન્ય સ્પષ્ટ ( નિઃસંદેહ જેમ થાય તેમ ) ભાસે છે; એટલે જે સમયે મનમાં કોઈ પણ વિકલ્પરૂપ વૃત્તિ સ્ફુરતી નથી, તે સમયે સર્વ વિકલ્પના અભાવને પ્રકાશક ચૈતન્યરૂપ નિર્વિકલ્પક આત્માનો સ્પષ્ટ અનુભવ થાય છે; ને તે સમયે વૃત્તિ પણ કેવળ સુખાકાર નિર્વિકલ્પ થાય છે. કોઈ પણ વિક્ષેપ પ્રતીત થતો નથી; માટે તે નિર્વિકલ્પ વૃત્તિ થવા માટે અભ્યાસ કરવો યોગ્ય છે અને એથી એમ પણ જણાય છે, કે જેટલા વિકલ્પો છે તે બધા અંતઃકરણમાં રહ્યા છે, અને આત્મા છે તે સ્વભાવે જ નિર્વિકલ્પ છે; તે કાંઈ અંતઃકરણના વિકલ્પોથી સવિકલ્પ થતો નથી; પણ તે નિર્વિકલ્પ આત્માનો જેને સદ્‌ગુરુના ઉપદેશ-પૂર્વક વેદાંતશાસ્ત્રથી તથા નિર્વિકલ્પ સમાધિના અભ્યાસથી બોધ નથી તેને આત્મા વિકલ્પવાન છે

એવો ભ્રમ છે; માટે તે ભ્રમને નિવૃત્ત કરવા માટે બ્રહ્મનિષ્ઠ સદ્ગુરુને શરણે જઈ વેદાંતશાસ્ત્રનું શ્રવણ-મનન કરી, નિદિધ્યાસનથી 'હું આત્મા નિર્વિકલ્પ છું' એવો દૃઢ અનુભવ થવા માટે સમાધિનો અભ્યાસ અવશ્ય કરવો યોગ્ય છે.

### આત્મસાક્ષાત્કાર માટે શ્રવણાદિ સાધનો

હવે ઉત્તમ અધિકારી આત્માનો સાક્ષાત્કાર કરવા માટે શ્રવણ-મનનાદિ જે મુખ્ય સાધનોનો યાજ્ઞવલ્ક્ય મુનિએ પોતાની સ્ત્રી મૈત્રેયી પ્રત્યે ઉપદેશ કર્યો છે, તે સાધનોને ગુરુ જણાવે છે.

દુહો

શ્રવણ મનન નિદિધ્યાસ કરી,
કરીએ સાક્ષાત્કાર;
સચ્ચિદાનંદ પરબ્રહ્મ હું,
કહે છે વેદ પુકાર.

ટીકા—પ્રથમ વેદાંતશાસ્ત્રનું શ્રવણ કરવું; એટલે બ્રહ્માત્મૈક્યના નિશ્ચયને કરાવનાર જે છ પ્રકારનાં, લિંગ( ગૂઢાર્થને જણાવનારાં લક્ષણો )થી સર્વ વેદાંત-વાક્યોનો અદ્વિતીય બ્રહ્મમાં જે તાત્પર્યનો નિર્ણય, તેનું નામ શ્રવણ.

ઉપક્રમોપસંહારાદિ છ લિંગ

શિષ્ય : છ પ્રકારનાં લિંગનાં (લક્ષણોનાં) નામ કહો.

ગુરુ : ૧ ઉપક્રમોપસંહાર, ૨ અભ્યાસ, ૩ અપૂર્વતા, ૪ ફલ, ૫ અર્થવાદ અને ૬ ઉપપત્તિઃ એ છ પ્રકારનાં લક્ષણોનાં નામ છે.

શિષ્ય : ઉપક્રમ–ઉપસંહાર કોને કહેવાય ?

ગુરુ : પ્રકરણથી પ્રતિપાદ્ય જે અર્થનું પ્રકરણના આદિઅંત વિષે પ્રતિપાદન કરવું તે ઉપક્રમ–ઉપસંહાર કહેવાય છે. જેમ છાંદોગ્યઉપનિષદના છઠ્ઠા અધ્યાયમાં પ્રકરણથી પ્રતિપાદ્ય જે એક અદ્વિતીય તથા સ્વગત સજાતીય ને વિજાતીય ભેદરહિત બ્રહ્મ વસ્તુ, તેનું પ્રકરણના આરંભમાં પ્રતિપાદન કરીને પ્રકરણની સમાપ્તિમાં આ સર્વ જગત આત્મરૂપ છે એમ ઉપસંહાર કર્યો છે.

શિષ્ય : હે ગુરો ! અભ્યાસ કોને કહેવાય તે કહો.

ગુરુ : પ્રકરણથી પ્રતિપાદ્ય જે અદ્વિતીય બ્રહ્મ વસ્તુ તેનું પ્રકરણમાં વારંવાર પ્રતિપાદન કરવું તેનું નામ અભ્યાસ. જેમ છાંદોગ્યઉપનિષદમાં ઉદ્દાલક મુનિએ પોતાના પુત્ર શ્વેતકેતુને 'તે તું છે' (તે બ્રહ્મ તું પ્રત્યગાત્મા છે) એમ વારંવાર (નવ વખત) ઉપદેશ કર્યો છે તે અભ્યાસ કહેવાય.

શિષ્ય : અપૂર્વતા કોને કહેવાય તે કહો.

ગુરુ : પ્રકરણથી પ્રતિપાદિત જે અદ્વિતીય આત્મવસ્તુ તેનું બીજાં પ્રમાણોથી જે અવિષયીકરણ (પ્રતિપાદન ન થવું) તેનું નામ અપૂર્વતા. તે જેમ ઉપનિષદમાં શ્રુતિ વિના બીજાં પ્રમાણોથી બ્રહ્મનું અપ્રતિપાદ્યપણું કહ્યું છે અથવા બ્રહ્મ સ્વપ્રકાશરૂપ છે, તે હેતુથી તેને જાણવા માટે બીજા કોઈ પ્રમાણની અપેક્ષા નથી; તેથી તે બ્રહ્મનું અપૂર્વપણું જાણવું.

શિષ્ય : ફળ કોને કહેવાય તે કહો.

ગુરુ : પ્રકરણથી પ્રતિપાદન કરેલું જે આત્મજ્ઞાન તેનું અથવા આત્મજ્ઞાનના સાધનરૂપ શ્રવણાદિકના અનુષ્ઠાનનું તે તે ઠેકાણે શ્રુતિમાં સાંભળવામાં આવેલા પ્રયોજનનું નામ ફળ. તે જેમ 'બ્રહ્મનિષ્ઠ આચાર્ય (ગુરુના) ઉપદેશથી પુરુષ આત્માને જાણે છે,' 'બ્રહ્મને જાણનાર બ્રહ્મરૂપ જ છે,' 'આત્મતત્ત્વને જાણનાર શોકને તરે છે.' એટલે ગુરુ દ્વારા શ્રવણાદિક સાધનથી કહેલું જે જ્ઞાનપ્રાપ્તિરૂપ પ્રયોજન અને તે જ્ઞાનથી કહેલી જે મોક્ષની પ્રાપ્તિ તે ફળ છે એમ કહેવાય છે.

શિષ્ય : અર્થવાદ કોને કહેવાય તે કહો.

ગુરુ : પ્રકરણથી પ્રતિપાદન કરેલું જે અદ્વિતીય બ્રહ્મરૂપ તેની તે તે ઠેકાણે જે પ્રશંસા (સ્તુતિ)

તેનું નામ અર્થવાદ. તે જેમ છાંદોગ્યઉપનિષદમાં કહ્યું છે, કે સમગ્ર પ્રપંચનું અધિષ્ઠાનરૂપ જે બ્રહ્મ તેના શ્રવણથી ન શ્રવણ કરેલો જે સર્વ પ્રપંચ તે શ્રવણ કરેલો થાય છે, તેમ જ જે બ્રહ્મના જ્ઞાનથી ન જાણેલું સર્વ જગત તે જાણવામાં આવે છે ઇત્યાદિ જે પ્રશંસા તે અર્થવાદ છે એમ કહેવાય.

શિષ્ય : ઉપપત્તિ કોને કહેવાય તે કૃપા કરી કહો.

ગુરુ : પ્રકરણથી પ્રતિપાદિત જે અદ્વિતીય આત્મ-વસ્તુ તેને દૃષ્ટાંતોથી જે પ્રતિપાદન કરવું તેનું નામ ઉપપત્તિ. તે જેમ છાંદોગ્યઉપનિષદમાં કહ્યું છે, કે એક મૃત્તિકાના પિંડને જાણવાથી ઘટશરાવાદિક મૃદ્વિકાર સર્વ મૃત્તિકા માત્ર જાણવામાં આવે છે, ને તે ઘટાદિ નામરૂપનું મિથ્યાત્વ જણાય છે, તેમ જ એક સુવર્ણને જાણવાથી કડાંકુંડલાદિ સર્વ સુવર્ણ માત્ર જાણવામાં આવે છે. કટકકુંડલાદિ વિકાર સર્વ કહેવા માત્ર છે, વસ્તુતઃ સાચાં નથી. એક સુવર્ણ જ સત્ય છે ઇત્યાદિ દૃષ્ટાંતરૂપ યુક્તિથી નામ–રૂપાત્મક જગતનું મિથ્યાત્વ નિરૂપણપૂર્વક અદ્વિતીય બ્રહ્મનું પ્રતિપાદન તે ઉપપત્તિ કહેવાય છે. એ રીતે ઉપ-ક્રમોપસંહારાદિ છ લિંગથી સર્વ વેદાંતવાક્યોનું અદ્વિતીય બ્રહ્મમાં તાત્પર્ય જાણવારૂપી શ્રવણ કરીને પછી મનન કરવું.

મનનનું તથા નિદિધ્યાસનનું લક્ષણ

**શિષ્ય : મનન કોને કહેવાય ?**

ગુરુ : શ્રવણ કરેલું જે અદ્વિતીય બ્રહ્મ વસ્તુ તેમાં અસંભાવનારૂપ (સંશયરૂપ) દોષની નિવૃત્તિ થવા માટે વેદાંતાનુસાર યુક્તિથી નિરંતર જે ચિંતન કરવું તે મનન કહેવાય છે. તે મનન સિદ્ધ થયા પછી નિદિધ્યાસન કરવું.

શિષ્ય : નિદિધ્યાસન કોને કહેવાય ?

ગુરુ : હું દેહ નહિ. હું સ્થૂલ, કૃશ, હ્રસ્વ, દીર્ઘાદિ નહિ, હું વર્ણાશ્રમાદિરૂપ નહિ, એ રીતે વિજાતીય પ્રત્યયના તિરસ્કારપૂર્વક હું પ્રત્યગાત્મા દ્રષ્ટા સાક્ષી સચ્ચિદાનંદ, શુદ્ધ, બુદ્ધ, મુક્ત, અજન્મા, અજર, અમર, અક્રિય, અસંગ, અદ્વિતીય બ્રહ્મરૂપ છું, એ રીતે જે સજાતીય પ્રત્યયનો પ્રવાહ તે નિદિધ્યાસન કહેવાય છે. તે નિદિધ્યાસન કરીને 'કહીએ સાક્ષાત્કાર' અર્થાત્ આત્માનો નિઃસંદેહ અપરોક્ષ અનુભવરૂપ સાક્ષાત્કાર સંપાદન કરવો.

એ રીતે દુહાના પૂર્વાર્ધમાં શ્રવણ, મનન, નિદિધ્યાસન કરીને આત્માનો સાક્ષાત્કાર કરવો એમ કહ્યું ને હવે ઉત્તરાર્ધમાં સાક્ષાત્કારનું રૂપ કહ્યું છે. 'સચ્ચિદાનંદ ઇતિ' સાક્ષાત્ અપરોક્ષ (અહમાદિ અંતઃકરણની વૃત્તિઓનો જે પ્રકાશક) સચ્ચિદાનંદ

બ્રહ્મ તે હું છું એવો જે અનુભવ તેનું નામ સાક્ષાત્કાર એમ કહ્યું છે. વેદ પુકાર અર્થાત્ વેદ ઊંચે સ્વરે કહે છે.

આત્મસાક્ષાત્કારનું રૂપ

પૂર્વે શ્રવણ, મનન તથા નિદિધ્યાસન એ ત્રણ આત્મસાક્ષાત્કાર થવાનાં સાધન છે એવું નિરૂપણ કર્યું, ને હવે તે સાધનો, જ્યાં સુધી શબ્દાદિક વિષયોમાં ચિત્ત આસક્ત છે, ત્યાં સુધી બની શકતાં નથી. તે માટે તે વિષયોનો વિષની પેઠે ત્યાગ કરીને તથા શમાદિ સાધનસંપન્ન થઈને બ્રહ્મનિષ્ઠ સદ્ગુરુને શરણે જઈ તે દ્વારા શ્રવણ–મનનાદિ કરી આત્મસાક્ષાત્કાર સંપાદન કરવો એ મોક્ષ મેળવવાનું મુખ્ય સાધન છે, તે માટે શ્રવણાદિ દ્વારા સચ્ચિદાનંદ-રૂપ આત્માનો સાક્ષાત્કાર થવા માટે સત્પુરુષનો સંગ સદાકાળ કરવો તે કહે છે.

વિષયના ત્યાગ સાથે સત્સંગ

વિષય વિષવત્ ત્યાગ કરી, કરીએ સાધુસંગ;
પોતે સચ્ચિદાનંદ સદા, જેમનો તેમ અભંગ.

ટીકા—શબ્દ, સ્પર્શ, રૂપ, રસ આદિ જે નિષિદ્ધ વિષયો છે, તેમનો વિષની પેઠે ત્યાગ કરીને ‘કરીએ સાધુસંગ’ અર્થાત્ જ્ઞાન, વૈરાગ્ય, દયા, સંતોષ,

અકામ, અક્રોધ, ક્ષમા, સદાચાર આદિ સલ્લક્ષણ-સંપન્ન એવા શ્રોત્રિય બ્રહ્મનિષ્ઠ સદ્દગુરુનો સમાગમ કરવો અને તે સત્પુરુષના સમાગમથી પોતામાં પણ ક્ષમા, દયા, સંતોષાદિ સાધનો પ્રાપ્ત થાય છે અને તેથી શ્રવણ–મનનાદિપૂર્વક આત્મજ્ઞાનથી મોક્ષ થાય છે, તે માટે સજ્જનનો સંગ કરવો. તેમ અષ્ટાવક્ર મુનિએ પણ મોક્ષ થવા માટે વિષયોનો ત્યાગ કરીને સારાં સાધન સંપાદન કરવાં એમ જનક રાજા પ્રત્યે કહ્યું છે.

આત્માનાં સ્વાભાવિક સ્વરૂપ

अनुष्टुप्

मुक्तिमिच्छसि चेत्तात विषयान् विषवत्त्यज ।
क्षमार्जवदयातोषसत्यं पीयूषवद्भज ॥

ટીકા—હે જનક! મુક્તિને જો તું ઇચ્છતો હોય, તો શબ્દાદિ પાંચ વિષયોનો વિષની પેઠે ત્યાગ કર અને ક્ષમા, આર્જવ (સરલતા), દયા, સંતોષ અને સત્ય, એ પાંચને અમૃતની પેઠે સેવન કર.

દુહાના પૂર્વાર્ધમાં વિષયોનો ત્યાગ કરીને સાધુ-મહાત્માનો સમાગમ કરવો એમ નિરૂપણ કર્યું, ને હવે ઉત્તરાર્ધમાં મહાત્માના સમાગમથી નાણેલું જે આત્મસ્વરૂપ તેનું નિરૂપણ કરે છે. 'પોતે સચ્ચિદાનંદ

સદા ઇતિ' પોતે (દેહ, ઇંદ્રિયો, પ્રાણ, મન, બુદ્ધિ આદિને પ્રકાશક જે પ્રત્યગાત્મા તે) સદા અર્થાત્ જાગ્રદાદિ ત્રણ અવસ્થા વિષે તથા ભૂતભવિષ્યાદિ ત્રણ કાળ વિષે સચ્ચિદાનંદ બ્રહ્મરૂપ છે. ને વળી તે પ્રત્યગાત્મા જેમનો તેમ અર્થાત્ મન-વાણીથી અગોચર, અપ્રમેય (પ્રત્યક્ષાદિ પ્રમાણોનો અવિષય), સ્વતઃસિદ્ધ, સ્વયંપ્રકાશ જેવો છે, તેવો જ અભંગ (અખંડરૂપ) છે અને 'પોતે સચ્ચિદાનંદ સદા' એ પાદના ભાવાર્થથી એમ જણાય છે, કે સચ્ચિદાનંદરૂપ પરમાત્મા સર્વ મનુષ્યોને સ્વાત્મરૂપથી સર્વદા પ્રાપ્ત છે.

### આત્માની પ્રાપ્તિ

પણ અવિદ્યાથી અપ્રાપ્તની પેઠે ભાસે છે, ને તેની પ્રાપ્તિ થવા માટે કેટલાક જિજ્ઞાસુ જપ, તપ, તીર્થાદિ અનેક સાધનોનું અનુષ્ઠાન પણ કરે છે; તોપણ તેની બહારથી પ્રાપ્તિ થતી નથી. જ્યારે કોઈ અત્યંત દયાળુ બ્રહ્મનિષ્ઠ સદ્‌ગુરુ પ્રત્યગાત્મારૂપે પરમાત્માનો ઉપદેશ કરે, ત્યારે વિદ્યાથી અવિદ્યાની નિવૃત્તિપૂર્વક પ્રાપ્તની પેઠે ભાસે છે; પણ પરમાત્માની પ્રાપ્તિ ન હતી ને પ્રાપ્તિ થઈ એમ નથી. સર્વદા પ્રાપ્ત જ છે. જેમ સ્વકંઠાભરણ (પોતાના ગળામાં પહેરવાનું આભૂષણ) કંઠમાં જ પ્રાપ્ત છે; પણ

ભૂલથી અપ્રાપ્તની પેઠે ભાસે છે. તેની પ્રાપ્તિ થવા માટે બહાર શોધવા વગેરેનો પ્રયત્ન પણ કરે છે; તોપણ બહારથી પ્રાપ્ત થતું નથી.

આત્માનું નિત્ય મુક્તત્વ

જ્યારે કોઈ જાણનાર પુરુષ કંઠમાં જ બતાવે છે, ત્યારે તે આભૂષણ પ્રાપ્ત થયાની પેઠે ભાસે છે; પણ પ્રાપ્ત ન હતું ને પ્રાપ્ત ન થયું એમ નથી, પ્રાપ્ત જ છે. તેથી સચ્ચિદાનંદ પરમાત્મા સદા પ્રાપ્ત જ છે. અને 'જેમનો તેમ અભંગ,' એ પાદના ભાવાર્થથી એમ જણાય છે, કે પ્રત્યગાત્મા સ્વભાવે જ પરમાત્મારૂપ છે તથા મુક્તરૂપ છે. પ્રથમ જીવરૂપ છે ને પછી પરમાત્મરૂપ થાય છે એમ નથી. પ્રથમ બંધનવાન છે ને પછી મુક્ત થાય છે એમ નથી. જેમ સૂર્ય વિષે રાત્રિ ને દિવસ એ બે ય નથી, તેમ નિરંતર અચિંત્ય ચૈતન્યઘન પરિપૂર્ણ પ્રત્યગાત્મા વિષે બંધન ને મોક્ષ એ બે ય પારમાર્થિક નથી ને શ્રુતિ પણ કહે છે, કે 'બ્રહ્મરૂપ થકી જ બ્રહ્મને પ્રાપ્ત થાય છે,' 'મુક્ત થકી જ મુક્ત થાય છે.' ને જો કહીએ કે પ્રથમ જીવરૂપ છે ને પછી કર્મોપાસનાદિ સાધનોથી પરમાત્મારૂપ થાય છે, તો એમ કહેવું પણ યોગ્ય નથી; કેમ કે જો પરમાત્મારૂપ નહોતો ને થયો તો તે મટી જશે, સર્વદા નહિ રહે. જેમ પ્રથમ

ત્રાંબું છે ને પછી કોઈ ઔષધના રસથી પીળા રંગથી સોનું થયું એમ ભાસે, તો તે પણ કાલાંતરે ઔષધિની શક્તિના નાશથી સુવર્ણપણું મટી જાય છે. તે માટે પ્રત્યગાત્માને, સ્વભાવે જ પરમાત્મારૂપ છે એમ જાણવો. કર્મથી વા ઉપાસનાથી પરમાત્મારૂપ થાય છે એમ નથી, તેથી જેમનો તેમ અભંગ કહ્યો. તે પ્રત્યગાત્માનો બોધ બ્રહ્મનિષ્ઠ સદ્‌ગુરુના સમાગમથી થાય છે તે માટે સત્સંગ સદાકાલ કરવો.

સત્સંગથી સંસારબંધનની નિવૃત્તિપૂર્વક મોક્ષની પ્રાપ્તિ થાય છે, તે વિષે શ્રીજ્ઞાનગીતાનું પ્રમાણ કહે છે.

સત્સંગ શું છે ?

अनुष्टुप्

सत्संगेन परं प्राप्य दुस्तरं तरतेऽचिरात् ।
तस्मादतिप्रयत्नेन सत्संगं सततं कुरु ॥

ઇતિ શ્રીમદ્‌બ્રહ્મચર્યાશ્રમસ્થબ્રહ્મવિદ્વદ્વરિષ્ઠાખંડાનંદરૂપ શ્રીરામકૃતગુર્જરભાષયા પંચીકરણં સમાપ્તં.

ટીકા–સત્સંગેન અર્થાત્ બ્રહ્મનિષ્ઠ સદ્‌ગુરુના સમાગમથી, પરં પ્રાપ્ય અર્થાત્ સચ્ચિદાનંદ પરિપૂર્ણ નિત્ય શુદ્ધ બુદ્ધ મુક્તરૂપ પરમાત્માને સ્વાત્મરૂપે પ્રાપ્ત થઈને દુસ્તરં અર્થાત્ સમુદ્ર પેઠે તરવાને કઠિન એવો જે સંસાર તેને અચિરાત્ અર્થાત્ જલદીથી

તરતે અર્થાત્ તરીને પાર થાય છે.

સંસારસમુદ્રનું વર્ણન

શિષ્ય : હે મહારાજ! જ્યારે સંસારને સમુદ્રની પેઠે તરવાને કઠિન કહ્યો, ત્યારે સમુદ્રની પેઠે સંસારમાં આવર્ત, મગરમચ્છ વગેરે શું છે, તે પણ કૃપા કરી કહો.

ગુરુ : સમુદ્રની પેઠે સંસારમાં સ્ત્રીપુત્રાદિકમાં મોહરૂપી આવર્ત (ઘૂમરીઓ) છે; કામ, ક્રોધ, લોભ, અહંકારરૂપી મગરમચ્છ છે; ક્ષુધા, તૃષા, હર્ષ, શોક આદિ મોટી ઊર્મિઓ (તરંગો) છે; અધ્યાત્મ, અધિભૂત, અધિદૈવ એ ત્રણ તાપરૂપી વડવાનલ છે; નિરંતર દુર્વાસનારૂપી શેવાળ છે અને અનેક વિષયરૂપી જલ ભર્યું છે; એવા સંસારસમુદ્રને સત્સંગ દ્વારા આત્માના બોધથી તત્કાલ તરી જાય છે, વિલંબ થતો નથી, જેમ નૌકાથી સમુદ્રને તરી પાર થાય છે. તસ્માત્ (તે માટે) અતિપ્રયત્ન અર્થાત્ વર્ણાશ્રમાદિ સ્વધર્મના અનુષ્ઠાનપૂર્વક યજ્ઞ, દાન, જપ, તપાદિ સાધનોથી અંતઃકરણની શુદ્ધિથી વિવેકાદિ સાધનસંપન્ન થઈને ચિત્તૈકાગ્રતાથી બ્રહ્મનિષ્ઠ સદ્ગુરુના સદુપદેશના ગ્રહણપૂર્વક ભોજનાદિક આવશ્યક ક્રિયામાં પણ અનાદર કરીને એટલે ભોજનાદિ વખતે જો સત્સમાગમનો વખત હોય,

તો તે ભોજનાદિ ક્રિયાને પણ આગળપાછળ રાખીને ' सत्संगं सततं कुरु ' અર્થાત્ સત્પુરુષનો સંગ સર્વદા કર. સદાકાળ સદ્વિચાર કરવા વિષે શાસ્ત્રનું પ્રમાણ કહે છે.

સદૈવ વેદાંતવિચાર

अनुष्टुप्

**आसुप्तेरामृतेः कालं नयेद्वेदांतचिंतया ।**
**दद्यान्नावसरं किंचित् कामादीनां मनागपि ॥**

કામાદિકનો અનાદર

ટીકા—જાગ્યાથી તે સૂતા પર્યંત તથા વિવેક થયા પછી તે દેહપાત પર્યંત શ્રદ્ધા-ભક્તિપુરસ્સર વેદાંતશાસ્ત્રના વિચારથી કાલ અતિક્રમણ કરવો અને મનમાં કામક્રોધાદિકને જરા માત્ર પણ અવસર ન આપવો. તાત્પર્ય એ કે મન સદાકાલ વેદાંતવિચાર કરતું હોય, તો મનમાં કામક્રોધાદિક પ્રાપ્ત ન થાય.

જેમ કોઈ પુરુષ પોતાના ઘરમાં નકામો બેઠો હોય, તેની પાસે બહારથી કોઈ દુર્ગુણી મનુષ્યો આવે, તેની સામે તે ગૃહસ્થ જુએ અને જો આદર-સન્માન કરે, તો તે દુર્ગુણી મનુષ્યો હમેશાં તેને ઘેર આવે અને તે ગૃહસ્થને આડીઊંધી વાતો કરી પોતાના સરખો (દુર્ગુણી) કરી મૂકે છે; પણ જો તે ગૃહસ્થ તે દુર્ગુણી મનુષ્યોને આવતા

જાણી, તેઓની સામે દૃષ્ટિ ન કરે અને ગમે તે પુસ્તક હાથમાં લઈ વાંચવા લાગે, ને તે આવેલા મનુષ્યોનું આદરસન્માન ન કરે, અને તેમની ઉપેક્ષા કરે, તો તે આવેલા માણસો પાછા જાય ને બીજી વખત આવે, ત્યારે પણ તેજ રીતે અનાદર થાય, તો પછી આવે નહિ; તેમ જે પુરુષ વેદાંતવિચાર વિના નકામો બેઠો હોય, તો તેની પાસે કામક્રોધાદિ દુર્ગુણો અવશ્ય આવે ને જો તેનો આદર કરે, તો સર્વદા આવ્યા કરે અને તે કામાદિક દુર્ગુણો પુરુષને પરમાર્થથી ભ્રષ્ટ કરે; તેથી તે પુરુષ જો વેદાંતનો અહર્નિશ વિચાર કર્યા કરે, તો તે કામાદિક તે પુરુષની પાસે આવે નહિ અને જો આવે તો તે વિચારવાળાથી તિરસ્કાર પામે, એટલે જતા રહે; માટે કામાદિકને આવવાનો અવસર (વખત) ન આપવો ને વેદાંતવિચારથી સર્વકાલ અતિક્રમણ કરવો તથા સત્સંગ કરવો. સત્પુરુષના સંગથી અનેક જન્મોનાં પાપ અને આધ્યાત્માદિક અનેક પ્રકારના તાપ તથા દીનતા, એ સર્વની નિવૃત્તિ થાય છે. તે વિષે સત્પુરુષનું વાક્ય છે.

સાધુસમાગમની શ્રેષ્ઠતા

गंगा पापं शशी तापं दैन्यं कल्पतरुस्तथा ।
पापं तापं च दैन्यं च हरेत् साधुसमागमः ॥

ટીકા–ગંગાસ્નાન કરવાથી તે પાપને મટાડે છે; ચંદ્રમા પોતાનાં શીતળ કિરણોથી બાહ્ય તાપને મટાડે છે; કલ્પવૃક્ષ ચિંતિત સુખભોગ આપીને દીનતા મટાડે છે; અને સાધુનો (સત્પુરુષ બ્રહ્મનિષ્ઠનો) સમાગમ તો સર્વ પાપ તથા અંદરબહારના સર્વ તાપ તથા દીનતા એ ત્રણેને મટાડે છે; માટે સત્સંગ છે તે ગંગા, શશી (ચંદ્ર), અને કલ્પતરુ એ સર્વથી શ્રેષ્ઠ છે; માટે જ્યાં સુધી દેહ રહે ત્યાં સુધી સત્સંગ સર્વદા કરવો.

શિષ્ય : હે મહારાજ ! જ્યાં સુધી આત્મજ્ઞાન થયું ન હતું, ત્યાં સુધી તો જ્ઞાન થવા માટે સત્સંગ કરવો યોગ્ય છે; પણ બોધ થયા પછી દેહ રહે તે પર્યંત સત્સંગ કરવો તેનું શું કારણ, તે કહો.

ગુરુ : યદ્યપિ શાસ્ત્રના શ્રવણથી આત્મજ્ઞાન થાય છે તથાપિ જ્યાં સુધી દેહ રહે છે ત્યાં સુધી દેહના વ્યવહારથી બાહ્ય વૃત્તિ થાય છે; તેથી તથા મન ચંચળ હોવાથી સર્વદા સત્સંગ ન હોય, તો પ્રપંચમાં અહંમમ અધ્યાસથી વિપરીત બુદ્ધિ થાય છે; તે ન થાય એટલા માટે સત્સંગ સર્વદા કરવાની જરુર છે અને જેઓને આત્માનો દઢ નિઃસંદેહ અપરોક્ષ બોધ થયો છે, તેઓને જો કે કાંઈ કર્તવ્ય

નથી, તથાપિ શાસ્ત્રની એવી આજ્ઞા છે, કે વેદાંતશાસ્ત્રનું તથા ગુરુનું અને ઈશ્વરનું સદાકાળ સેવન કરવું. તે વિષે આપ્ત પુરુષનું વાક્ય છે:

મૃત્યુ પર્યંત સત્સંગ

अनुष्टुप्

यावदायुस्त्रयो वंद्या वेदांतो गुरुरीश्वरः।
आदौ ज्ञानप्रसिद्ध्यर्थं कृतघ्नत्वापनुत्तये ॥

ટીકા—જ્યાં સુધી દેહનું આયુષ્ય છે, ત્યાં સુધી વેદાંતશાસ્ત્ર અને તેના ઉપદેશકર્તા, સદ્ગુરુ અને ઈશ્વર એ ત્રણે વંદન કરવા યોગ્ય છે. તેમાં પ્રથમ જ્ઞાન થવા માટે વેદાંતનું શ્રવણ તથા ગુરુ ને ઈશ્વરનું સેવન કર્તવ્ય છે અને જ્ઞાન થયા પછી જેનાથી જ્ઞાન થયું એવાં જે વેદાંતશાસ્ત્ર, ગુરુ અને ઈશ્વર તેઓનું સેવન ન કરે, તો કૃતઘ્ન થાય છે, માટે તે દોષ મટાડવા માટે જ્યાં સુધી દેહ રહે ત્યાં સુધી તેમનુ સેવન કરવું. એટલે પરિપૂર્ણ અખંડ એકરસ પરમાત્માના જ્ઞાનથી દુસ્તર સંસારથી પાર થવા માટે તથા કૃતઘ્ન ન થવા માટે ઈશ્વર તથા ગુરુમાં ભક્તિપુરઃસર વેદાંતશાસ્ત્રના શ્રવણમનનાદિ અભ્યાસથી જ દેહપાત પર્યંત કાળ અતિક્રમણ કરવો એમ સિદ્ધ થયું.

ગુરુવંદના

ગીતિઃ

निर्जरवागज्ञानां सुखबोधार्थं कृतं मुमुक्षूणाम् ।
यैरिव पंचीकरणं नरवाण्या तान् गुरून्सदा वंदे ॥

ટીકા—આ જગત વિષે સંસ્કૃત વાણીનો જેઓને બોધ નથી અને સંસારબંધનથી મુક્ત થવાની જેઓને ઇચ્છા છે એવા જિજ્ઞાસુ જનોને અનાયાસે સચ્ચિદાનંદરૂપ આત્માનો બોધ થવા માટે જે ગુરુએ મનુષ્યવાણીથી આ પંચીકરણ કર્યું તેવા શ્રીરામ સદ્‌ગુરુને હું સદા વંદન કરું છું.

ઇતિ શ્રીમત્પરમહંસ પરિવ્રાજકાચાર્ય શ્રીમદખંડાનંદ-
સરસ્વતી રામગુરુશિષ્ય જયકૃષ્ણવિદુષા વિર-
ચિતા પંચીકરણટીકા સમાપ્તા.

વસંતતિલકા

આ ગ્રંથના મનનથી નિજ બોધ પામે,
માયા-વિષાદ સહુ બંધ અનર્થ વામે;
એવો અનુગ્રહ કરો ગુરુ રામસ્વામી,
એ ચાહના કરું નિવેદન શિશ નામી.

સમાપ્ત

# પરિશિષ્ટ

## પંચીકરણ

આત્માનું જ્ઞાન મેળવવા ઇચ્છનારને 'त्वम्' પદના અર્થનું વિવેકજ્ઞાન થાય, તે માટે ચોવીસ તત્ત્વોની ઉત્પત્તિનો ક્રમ બતાવાય છે:

ત્રણ ગુણોમય અજ્ઞાન બ્રહ્મનો આશ્રય કરે છે; તેથી ત્રણ ગુણોમય આકાશ વગેરે સૂક્ષ્મ ભૂતો ઉત્પન્ન થાય છે. એ સૂક્ષ્મ ભૂતોથી શ્રોત્રેદ્રિંય વગેરે ઓગણીસ તત્ત્વો ઉત્પન્ન થયાં છે; અને પંચીકરણ પામેલાં સ્થૂલ ભૂતોથી શબ્દાદિ વિષયો ઉત્પન્ન થયા છે. એ કેવી રીતે ઉત્પન્ન થાય છે, તેનો ઉત્તર આ પ્રમાણે છે:

આકાશના સાત્ત્વિક અંશમાંથી શ્રોત્રેદ્રિંય ઉત્પન્ન થાય છે; વાયુના સાત્ત્વિક અંશમાંથી ત્વચા ઇંદ્રિય ઉત્પન્ન થાય છે; અગ્નિના સાત્ત્વિક અંશમાંથી ચક્ષુ ઇંદ્રિય ઉત્પન્ન થાય છે; જળના સાત્ત્વિક અંશમાંથી જિહ્વા ઇંદ્રિય ઉત્પન્ન થાય છે અને પૃથ્વીના સાત્ત્વિક અંશમાંથી ઘ્રાણેદ્રિંય ઉત્પન્ન થાય છે. આ પાંચ જ્ઞાનેદ્રિંયો છે. શ્રુતિ પણ કહે છે:

'श्रोत्रमाकाशे वायौ त्वक् अग्नौ चक्षुः अप्सु जिह्वा पृथिव्यां घ्राणम्'। આકાશથી શ્રોત્રેદ્રિંય, વાયુથી ત્વચા ઇંદ્રિય, અગ્નિથી ચક્ષુ ઇંદ્રિય, જળથી જિહવા ઇંદ્રિય અને પૃથ્વીથી ઘ્રાણેદ્રિંય ઉત્પન્ન થાય છે, એમ જે આકાશ વગેરે સર્વના (મળેલા)

સાત્ત્વિક અંશોમાંથી અંતઃકરણ ઉત્પન્ન થાય છે; તે મન, બુદ્ધિ, અહંકાર તથા ચિત્ત—એવા ભેદથી ચાર પ્રકારનું છે.

વળી આકાશના રજોગુણી ભાગમાંથી વાણી ઇંદ્રિય ઉત્પન્ન થઈ છે; વાયુના રજોગુણી ભાગમાંથી પાણિ—હાથ ઇંદ્રિય ઉત્પન્ન થઈ છે; અગ્નિના રજોગુણી ભાગમાંથી પાદ—પગ ઇંદ્રિય ઉત્પન્ન થઈ છે; જળના રજોગુણી ભાગમાંથી ગુહ્ય (લિંગ) ઇંદ્રિય ઉત્પન્ન થઈ છે અને પૃથ્વીના રજોગુણી ભાગમાંથી પાયુ—ગુદા ઇંદ્રિય ઉત્પન્ન થઈ છે. આ પાંચ કર્મેંદ્રિયો છે; તેમ જ આકાશ વગેરે સર્વના રજોગુણી ભાગો(મળેલા હોવા)થી પ્રાણ ઉત્પન્ન થાય છે; પણ તે હૃદય વગેરે સ્થાનોના ભેદથી પાંચ પ્રકારનો છે. એ અભિપ્રાયથી કહ્યું છે:

'हृदि प्राणो गुदेऽपानः समानो नाभिसंस्थितः।
उदानः कंठदेशस्थो व्यानः सर्वशरीरगः॥'

અર્થાત્ હૃદયમાં પ્રાણ, ગુદામાં અપાન અને નાભિમાં સમાન રહ્યો છે; તેમ જ ઉદાન કંઠપ્રદેશમાં રહ્યો છે અને વ્યાન આખા યે શરીરમાં રહ્યો છે. આ જ અભિપ્રાય શ્રુતિ પણ કહે છે: 'प्राणोऽपानो व्यान उदानः समान इत्येतत् सर्वं प्राण एव। પ્રાણ, અપાન, વ્યાન, ઉદાન અને સમાન—આ સર્વે પ્રાણ જ છે.'

હવે આકાશ વગેરેના (બાકી રહેલા) જે તમોગુણી ભાગો હોય છે, તેમના એક એકના બે બે ભાગ થાય છે.

તેમાંના એક એક અર્ધા ભાગના ચાર ચાર ભાગો બની, તેઓ પોતાના (અલગ) અર્ધા ભાગને છોડી બીજા અર્ધા ભાગોમાં અનુક્રમે જોડાય છે; એમ એ ભાગો જોડાતાં પંચીકરણ પામેલા આકાશ વગેરે સ્થૂલ ભૂતો ઉત્પન્ન થાય છે. આ રીતે તે સ્થૂલ ભૂતો ઉત્પન્ન થાય છે; એટલે તેઓમાંથી જ શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગંધ નામના પાંચ વિષયો ઉત્પન્ન થઈ આકાશ આદિ તે પાંચેમાં અનુક્રમે એક, બે, ત્રણ, ચાર અને પાંચ પ્રકારે વહેંચાઈ જાય છે; અર્થાત્ આકાશમાં શબ્દ એક જ રહે છે; વાયુમાં શબ્દ અને સ્પર્શ બે રહે છે; અગ્નિમાં શબ્દ, સ્પર્શ અને રૂપ ત્રણ રહે છે; જળમાં શબ્દ, સ્પર્શ, રૂપ અને રસ ચાર રહે છે અને પૃથ્વીમાં શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગંધ એ પાંચે રહે છે.

એમ પંચીકરણ પામેલાં સ્થૂલ ભૂતોથી સ્થૂલ શરીર ઉત્પન્ન થયું છે. શ્રુતિ પણ કહે છે: 'अर्थात् पृथिव्यादि महाभूतानां समवायः शरीरम् । પંચીકરણ થવાથી પૃથ્વી આદિ મહાભૂતોનો જે અન્યોન્ય મેળાપ થાય છે, તે જ સ્થૂલ શરીર કહેવાય છે.' તેમાં જે કઠણ ભાગો—હાડકાં, માંસ તથા રુવાટાં વગેરે છે, તે પૃથ્વી છે; જે પ્રવાહી ભાગો—લોહી, મૂત્ર વગેરે છે, તે જળ છે; ગરમીના ભાગો—ભૂખ, તરસ તથા નિદ્રા વગેરે છે, તે અગ્નિ છે; જવું-આવવું વગેરે જે થાય છે, તે વાયુ છે અને પોલાણ,

કામ, ક્રોધ વગેરે જે રહ્યાં છે, તે આકાશ છે. શ્રુતિ પણ કહે છે: 'यत् कठिनं सा पृथिवी, यद् द्रवं तदापः, यदुष्णं तत् तेजः, यश्चरति स वायुः, यत् सुषिरं तदाकाशमित्युच्यते। શરીરમાં જે કઠણ ભાગ છે, તે પૃથ્વી છે; જે પ્રવાહી છે, તે જળ છે; જે ગરમી છે, તે તેજ છે; જે હલન–ચલન કરે છે, તે વાયુ છે અને જે પોલાણ છે તે આકાશ છે; એમ કહેવાય છે.' એ જ આશય બીજે સ્થળે પણ કહેલ છે:

'अस्थि चर्म तथा स्नायू रोम मांसं तथैव च।
पृथ्व्याः पञ्च विधास्तज्ज्ञैः समासेन प्रकीर्तिताः॥
रक्तं मूत्रं तथा श्लेष्मा शुक्रं मेदस्तु पञ्चमम्।
अपां पञ्च विधास्तज्ज्ञैः समासेन प्रकीर्तिताः॥
क्षुत्तृष्णा च तथा निद्रा आलस्यं रतिरेव च।
वह्नेः पञ्च विधास्तज्ज्ञैः समासेन प्रकीर्तिताः॥
प्रचारोत्तरणारोहास्तथा चोत्थानरोधने।
वायोः पञ्चविधास्तज्ज्ञैः समासेन प्रकीर्तिताः॥
कामः क्रोधश्च लोभश्च मोहश्चैव भयं तथा।
व्योम्नः पञ्चविधास्तज्ज्ञैः समासेन प्रकीर्तिताः॥'

હાડકાં, ચામડી, નસો, રુંવાટાં અને માંસ–આ પાંચ પૃથ્વીના અંશો પંડિતોએ ટૂંકમાં કહ્યા છે. લોહી, મૂત્ર, કફ, વીર્ય તથા ચરબી આ પાંચ જળના અંશો વિદ્વાનોએ ટૂંકમાં કહ્યા છે. ભૂખ, તરસ, ઊંઘ, આળસ તથા કામક્રીડા આ પાંચ અગ્નિના અંશો વિદ્વાનોએ ટૂંકમાં કહ્યા છે.

ચાલવું, ઊતરવું, ચઢવું, ઊઠવું તથા રોકવું આ પાંચ વાયુના ભાગો પંડિતોએ ટૂંકમાં જણાવ્યા છે અને કામ, ક્રોધ, લોભ, મોહ તથા ભય આ પાંચ આકાશના અંશો વિદ્વાનોએ ટૂંકમાં દર્શાવ્યા છે.

શબ્દ, સ્પર્શ રૂપ, રસ તથા ગંધ આ વિષયો અનુક્રમે શ્રોત્ર આદિ પાંચ જ્ઞાનેંદ્રિયોના છે. બોલવું, લેવું, જવું, છોડવું તથા આનંદ ભોગવવો—આ પાંચ વિષયો અનુક્રમે વાણી આદિ કર્મેંદ્રિયોના છે; અને સંકલ્પ, નિશ્ચય, અભિમાન તથા અવધારણ (એટલે અમુક પ્રમાણમાં નિશ્ચય કરવો) આ ચાર વિષયો અનુક્રમે ચાર અંતઃકરણના છે. આ શ્રોત્ર આદિ ચૌદેનું (બીજું) નામ 'કરણ' પણ છે; તેઓના અધિપતિ—દેવો દિશા વગેરે ચૌદ છે; તે માટે કહ્યું છે:

'दिग्वातार्कप्रचेतोऽश्विवह्नीन्द्रोपेन्द्रमृत्युकाः ।
तथा चन्द्रश्चतुर्वक्त्रो रुद्रः क्षेत्रज्ञ ईश्वरः ॥'

અર્થાત્ દિશા, વાયુ, સૂર્ય, વરુણ, અશ્વિનીકુમાર, અગ્નિ, ઇંદ્ર, ઉપેંદ્ર (વિષ્ણુ), મૃત્યુ—યમ, ચંદ્ર, બ્રહ્મા, રુદ્ર, ક્ષેત્રજ્ઞ અને ઈશ્વર આ ચૌદ શ્રોત્ર આદિ ચૌદ કરણોના દેવો છે.

વળી શ્રોત્ર આદિ ચૌદ કરણોનું 'અધ્યાત્મ' એવું પણ નામ છે. તેઓના શબ્દાદિ વિષયોનું પણ 'અધિભૂત' એવું બીજું નામ છે અને દિશા આદિ કરણોના અધિપતિ

જે ચૌદ દેવો છે, તેઓનું પણ 'અધિદૈવ' એવું નામ છે. શ્રુતિ પણ તે જ કહે છે: 'શ્રોત્ર અધ્યાત્મ છે, સાંભળવાનો વિષય–શબ્દ અધિભૂત છે અને દિશા અધિદૈવત છે. ત્વચા અધ્યાત્મ છે, સ્પર્શ વિષય અધિભૂત છે અને વાયુ તેમાં અધિદૈવત છે. ચક્ષુ અધ્યાત્મ છે, જોવાનું રૂપ અધિભૂત છે અને સૂર્ય તેમાં અધિદૈવત છે. વાણી અધ્યાત્મ છે, બોલવાનું અધિભૂત છે અને અગ્નિ તેમાં અધિદૈવત છે. પગ અધ્યાત્મ છે, જવાનું અધિભૂત છે અને વિષ્ણુ તેમાં અધિદૈવત છે. ગુદા અધ્યાત્મ છે, મળત્યાગ અધિભૂત છે અને મિત્ર તેમાં અધિદૈવત છે. ઉપસ્થ–ગુહ્યેદ્રિંય અધ્યાત્મ છે, આનંદ–વિષય અધિભૂત છે અને પ્રજાપતિ તેમાં અધિદૈવત છે. અંતઃકરણ અધ્યાત્મ છે, નિર્વિકલ્પ સ્ફુરણ અધિભૂત છે અને નારાયણ તેમાં અધિદૈવત છે; મન અધ્યાત્મ છે, મનન કરવા યોગ્ય વિષય અધિભૂત છે અને ચંદ્ર તેમાં અધિદૈવત છે. બુદ્ધિ અધ્યાત્મ છે, જાણવાનો વિષય અધિભૂત છે અને બૃહસ્પતિ તેમાં અધિદૈવત છે. ચિત્ત અધ્યાત્મ છે, ચેતન પમાડવાનું અધિભૂત છે અને ક્ષેત્રજ્ઞ તેમાં અધિદૈવત છે. અહંકાર અધ્યાત્મ છે, અહંકાર કરવાનો વિષય અધિભૂત છે અને રુદ્ર તેમાં અધિદૈવત છે. સત્ત્વગુણ અધ્યાત્મ છે, જાણવાનો વિષય અધિભૂત છે અને વિષ્ણુ તેમાં અધિદૈવત છે. રજોગુણ અધ્યાત્મ છે, 'મારું' કરવાનો વિષય અધિભૂત છે અને બ્રહ્મા તેમાં અધિદૈવત છે. તમોગુણ

અધ્યાત્મ છે, વિકાર પમાડવાનો વિષય અધિભૂત છે અને ઈશ્વર તેમાં અધિદૈવત છે.

એમ એ સર્વે અધ્યાત્મ, અધિભૂત તથા અધિદૈવત કહેવાય છે; એ જ રીતે બાકી રહેલાં કરણોમાં પણ સમજવાનું છે. એ પ્રમાણે એ ચોવીસ તત્ત્વો છે. તે તત્ત્વોથી પર કૂટસ્થ આત્મતત્ત્વ છે; તેને એ બધાંથી જે અલગ કરી જાણે છે, તે મોક્ષ મેળવવા સમર્થ થાય છે. શ્રુતિ પણ કહે છેઃ 'तरति शोकमात्मवित्। આત્માને જાણનારો શોકરૂપ સંસારને તરી જાય છે' વળી બીજે સ્થળે પણ કહ્યું છે :

'पञ्चविंशतितत्त्वज्ञो यत्र कुत्राश्रमे भवेत्।
जटी मुण्डी शिखी वाऽपि मुच्यते नात्र संशयः॥

અર્થાત્ પચીસ તત્ત્વો જાણનારો મનુષ્ય હરકોઈ આશ્રમમાં જટાધારી, મુંડન કરાવનારો કે શિખાધારી રહ્યો હોય, તોપણ તે મુક્ત થાય છે, એમાં સંશય નથી.'

ભગવદ્ગીતામાં પણ ભગવાન શ્રીકૃષ્ણનું આવું વચન છેઃ 'क्षेत्रक्षेत्रज्ञयोर्ज्ञानं यत्तज्ज्ञानं मतं मम। ક્ષેત્ર એટલે ચોવીસ તત્ત્વોરૂપ પ્રકૃતિ તથા ક્ષેત્રજ્ઞ—આત્માનું જે જ્ઞાન તેને જ મેં જ્ઞાન માન્યું છે.'



'સસ્તું' સાહિત્ય એટલે ઊંચામાં ઊંચું સાહિત્ય'

# ગ્રંથોનું સૂચિપત્ર

## શાસ્ત્રગ્રંથો–મૂળ તથા અનુવાદ

| પુસ્તકનું નામ | પૃષ્ઠ | કિંમત | પોસ્ટેજ |
|---|---|---|---|
| **મોહમુદ્ગર ને બીજાં દશ રત્નો**–શંકરાચાર્ય: | ૧૬૮ | ૧–૦ | ૦–૨ |
| **સૂર્યકાન્ત**–અધ્યાત્મમાર્ગના સાધકને અત્યંત ઉપયોગી પુસ્તક | ૨૭૨ | ૨–૦ | ૦–૫ |
| **શતશ્લોકી** અને **બીજાં ચાર રત્નો**–શંકરાચાર્ય: | ૨૦૦ | ૦–૧૨ | ૦–૨ |
| **સ્તોત્ર-સંગ્રહ**–શંકરાચાર્ય: ભક્તિ ને વેદાંત-સ્તોત્રો | ૨૨૦ | ૦–૧૦ | ૦–૨ |
| **સર્વવેદાંત–સિદ્ધાંત–સારસંગ્રહ**–શંકરાચાર્ય: | ૨૨૪ | ૧–૪ | ૦–૩ |
| **વિવેકચૂડામણિ**–શંકરાચાર્ય: | ૧૬૦ | ૦–૧૨ | ૦–૨ |
| **જીવન્મુક્તિવિવેક**–મુમુક્ષુઓ માટે પ્રાચીન ગ્રંથ | ૨૨૦ | ૧–૪ | ૦–૨ |
| **મહાવાક્ય–રત્નાવલિ**– | ૧૮૪ | ૦–૧૨ | ૦–૨ |
| **અષ્ટાવક્રગીતા**–મૂળ સાથે સરળ ભાષાંતર | ૭૨ | ૦–૮ | ૦–૧ |
| **ઉપનિષદો–૧૧૨**–નીચે પ્રમાણે ત્રણ ગ્રંથોમાં | | | |
| **એકાદશ ઉપનિષદ**– | ૪૫૨ | ૨–૮ | ૦–૫ |
| **બૃહદારણ્યક ઉપનિષદ** | ૨૪૮ | ૧–૮ | ૦–૩ |
| **સો ઉપનિષદો**–પહેલાં ૨૩ ઉપનિષદો મંત્રો સાથે-પછીનાં ૭૭નું માત્ર ભાષાંતર–સારરૂપે | ૭૪૪ | ૪–૦ | ૦–૭ |
| **વિદુરનીતિ**–સરલાર્થ સાથે | ૧૬૮ | ૦–૧૨ | ૦–૨ |
| **મનુસ્મૃતિ**– ,, ,, | ૬૪૦ | ૩–૦ | ૦–૬ |
| **આર્યધર્મનીતિ** અને **ચાણક્યનીતિસાર**–પસંદ કરી ચૂંટેલા ધર્મનીતિના શ્લોકો | ૨૦૮ | ૦–૮ | ૦–૨ |
| **વૈદિક વિનય**–૩૬૦ વેદમંત્રો વિસ્તૃત સમજૂતી સાથે | ૮૪૦ | ૩–૧૨ | ૦–૮ |
| **બળવાન બનો !**–કર્મનો શ્રેષ્ઠ ઉપદેશ | ૧૧૨ | ૦–૮ | ૦–૨ |
| **એકાદશ સ્કંધ**–શ્રીમદ્ ભાગવતનો | ૪૭૨ | ૧–૪ | ૦–૫ |
| **વિષ્ણુસહસ્રનામ**– | ૧૨૮ | ૦–૪ | ૦–૧ |
| **ધમ્મપદ**–સંપાદક : પં૦ બેચરદાસ દોશી: | ૧૯૨ | ૧–૦ | ૦–૩ |

**શાંતિપર્વ-મહાભારતનું**–રાજધર્મ, આપદ્ધર્મ અને મોક્ષધર્મ, ચાર વર્ણ તથા આશ્રમના સામાન્ય ધર્મો વગેરે ૮૫૬ ૭–૮ ૦–૧૪

# મહાભારત—દળદાર ૭ ગ્રંથોમાં રૂ. ૪૫)

'જેણે મહાભારત વાંચ્યું નથી, તેનું ભારતવાસી હોવું વ્યર્થ છે....'

૧–આદિ ને સભાપર્વ
૨–વન ને વિરાટપર્વ
૩–ઉદ્યોગ ને ભીષ્મપર્વ
૪–દ્રોણપર્વ
૫–કર્ણ, શલ્ય, સૌપ્તિક ને સ્ત્રીપર્વ
૬–શાંતિપર્વ
૭–અનુશાસન, આશ્વમેધિક, આશ્રમવાસિક, મૌસલ, મહાપ્રાસ્થાનિક અને સ્વર્ગારોહણપર્વ

આવા મોટા અક્ષરે

કદ ૭ાા×૧૦ : કુલ પાન ૫૨૦૮
પાકાં પૂઠાં : ૨૭ ચિત્રો સાથે

ટપાલ ખર્ચ રૂ. ૬)

**યોગવાસિષ્ઠ મહારામાયણ**–વૈરાગ્ય, મુમુક્ષુ, ઉત્પત્તિ, સ્થિતિ, ઉપશમ ને નિર્વાણ–આ છ પ્રકરણો–ચાર દળદાર ગ્રંથો ... ... ... ૧૯૦૮ ૧૨–૦ ૨–૧

**લઘુ યોગવાસિષ્ઠ**–બૃહદ્ યોગવાસિષ્ઠના સારરૂપ ૫૫૪ ૨–૮ ૦–૫

**વિચાર-સાગર**–વેદાંતના દોહનરૂપ તત્ત્વજ્ઞાન ... ૪૩૨ ૨–૮ ૦–૫

**શ્રીમદ્ ભાગવત**–બે ગ્રંથમાં ભાષાંતર, નવી ૧૧મી આ. ૧૨૪૦ ૮–૦ ૧–૬

,, ,, –ભાગ ૨જો (આ. ૮મી) છૂટક મળશે. ૬૬૭ ૩–૦ ૦–૧૦

**ભગવતી (દેવી) ભાગવત**–સરળ ભાષાંતર, મોટા અક્ષરે ૯૨૮ ૬–૦ ૦–૧૫

**આત્મસાક્ષાત્કારની કસોટી**–સં૰ સ્વામી સ્વયંજ્યોતિતીર્થ : ... ... ... ... ૨૦૮ ૧–૪ ૦–૨

**આત્મરામાયણ**–રામાયણનાં પાત્રોના લાક્ષણિક અર્થો દ્વારા તત્ત્વજ્ઞાન સમજાવતું સરળ પુસ્તક ... ૧૪૦ ૦–૧૨ ૦–૨

**મોક્ષમાળા**–શ્રીમદ્ રાજચંદ્રકૃત ... ... ૧૮૦ ૧–૪ ૦–૩

**પ્રભુમય જીવનનું રહસ્ય**– ... ... ... ૧૬૮ ૧–૦ ૦–૨

**સ્વરૂપવિચાર**–ગુરુ–શિષ્યના સંવાદરૂપે તત્ત્વોપદેશ ૧૦૪ ૦–૧૦ ૦–૨

| | | | |
|---|---|---|---|
| **તુકારામગાથા**—બે ગ્રંથમાં—ભક્તિ, જ્ઞાન અને વૈરાગ્ય-પ્રેરક અભંગોનું સરળ ભાષાંતર ... ... | ૧૮૪૦ | ૬—૦ | ૦—૧૫ |
| **શ્રીરામકૃષ્ણ વાર્તાલાપ**—ભાગ ૨જો ... ... | ૩૧૨ | ૨—૦ | ૦—૪ |
| **સ્વામી રામતીર્થના સદુપદેશો:** | | | |
| **વ્યાખ્યાનો ઇત્યાદિ**—( ૧ ) ... ... | ૫૬૪ | ૨—૮ | ૦—૬ |
| **સદુપદેશો ઇત્યાદિ**—( ૩ ) ... ... | ૫૨૦ | ૨—૮ | ૦—૫ |
| **સ્વામી વિવેકાનંદના ઉપદેશો:** | | | |
| **ભક્તિયોગ**—આવૃત્તિ ૨જી ( ૮ ) ... | ૩૮૪ | ૧—૮ | ૦—૪ |
| **રાજયોગ અને જ્ઞાનયોગ**—( ૧૦, ૧૧ ) ... | ૫૬૦ | ૨—૦ | ૦—૫ |
| **પાતંજલ યોગસૂત્ર**—વિવેકાનંદના વિવેચન સાથે | ૧૯૨ | ૧—૦ | ૦—૩ |
| **જ્ઞાનયોગ**—વિવેકાનંદે આપેલાં વ્યાખ્યાનો | ૨૩૬ | ૦—૧૨ | ૦—૨ |
| **રાજયોગ**—પ્રત્યાહાર, ધારણા, ધ્યાન, સમાધિ ઇત્યાદિ ... ... ... ... | ૧૩૬ | ૦—૧૨ | ૦—૨ |
| **વિવેકાનંદસાર**—વિદ્યાર્થીઓ માટે ખાસ ઉપયોગી | ૨૬૪ | ૨—૦ | ૦—૪ |
| **આખ્યાનમાળા**—( ૧ ) સ્વ૦ અનંતપ્રસાદ: ... | ૭૦૮ | ૩—૦ | ૦—૭ |
| ,, ,, ( ૨ ) ,, ... | ૬૨૦ | ૩—૦ | ૦—૬ |
| **ઉપદેશસારસંગ્રહ**—શ્રી. તિરુવલ્લુવરનો વેદતુલ્ય બોધ | ૩૮૪ | ૧—૮ | ૦—૪ |
| **સુબોધરત્નાકર**—ધર્મનીતિપ્રેરક ૧૦૫ ટૂંકાં દૃષ્ટાંતો | ૩૦૦ | ૧—૮ | ૦—૪ |
| **વિભુની વાટે** ને **રામાયણની રત્નપ્રભા**— ... | ૧૬૪ | ૦—૪ | ૦—૨ |
| **પ્રભુમય જીવન**—આવૃત્તિ ૮મી ... ... | ૧૯૨ | ૦—૧૨ | ૦—૨ |
| **માણિક્યસ્મૃતિ**—લે. માણેકલાલ જમનાદાસ મ્હેલારજી: | ૫૫૨ | ૨—૦ | ૦—૪ |
| **શ્રીજ્ઞાનસૂર્યોદય**—પૂર્વાર્ધ ભાગ ૩, ,, | ૧૪૪ | ૧—૦ | ૦—૨ |
| **શ્રીજ્ઞાનસૂર્યોદય**—ઉત્તરાર્ધ ભાગ ૩, ,, | ૧૧૦ | ૦—૧૦ | ૦—૨ |
| **શ્રીજ્ઞાનસૂર્યોદય**—ઉત્તરાર્ધ પ્રથમ ભાગ (જ્ઞાનયોગ),, | ૨૧૪ | ૨—૦ | ૦—૩ |
| **જ્ઞાનસૂર્યોદયાખ્ય**—મહાગ્રંથપ્રવચન ... ... | ૨૭૨ | ૧—૮ | ૦—૪ |

## રામાયણ

| | | | |
|---|---|---|---|
| **ગિરધરકૃત રામાયણ**—કર્તાની હસ્તપ્રત ઉપરથી ... | ૭૬૨ | ૪—૮ | ૦—૧૦ |
| **તુલસીકૃત રામાયણ**—(બે ભાગ) ૩૨ ચિત્રો | ૧૨૦૦ | ૮—૦ | ૧—૫ |
| ,, ,, —ભાગ ૨જો—આ. ૭મી—છૂટક મળશે. | ૬૪૦ | ૩—૦ | ૦—૧૧ |
| **વાલ્મીકિ રામાયણ**—નવી આવૃત્તિ છપાશે. | | | |
| ,, ,, —ભાગ ૨જો (આ. ૩જી) છૂટક મળશે. | ૭૬૪ | ૩—૦ | ૦—૧૨ |

## સ્વ૦ પઢિયારકૃત પુસ્તકો

| | | | |
|---|---|---|---|
| **સ્વર્ગનું વિમાન**–ભક્તિનો મહિમા સમજાવતા ૩૨૫ દા. | ૩૭૨ | ૨–૦ | ૦–૪ |
| **સ્વર્ગની કૂંચી**–સદ્વર્તન રાખતાં શીખવનારો બોધ | ૩૭૨ | ૨–૦ | ૦–૪ |
| **સ્વર્ગનો ખજાનો**–ભક્તિમાર્ગ સમજાવતા ૧૨૫ દા. | ૩૧૨ | ૨–૦ | ૦–૪ |
| **સ્વર્ગનો પ્રકાશ**–જ્ઞાન અને પરમાર્થની વાતો ... | ૩૩૬ | ૨–૦ | ૦–૪ |
| **સ્વર્ગની જિંદગી**–કંગાલ મનોદશા માટે ભોમિયારૂપે | ૩૦૦ | ૨–૦ | ૦–૪ |
| **સ્વર્ગનો આનંદ**–ભક્તિ ને તેના પ્રકારોની સમજ | ૩૬૦ | ૨–૦ | ૦–૪ |
| **સ્વર્ગની સીડી**–મોક્ષમાર્ગ પ્રાપ્ત કરવાનાં ૧૨ પગથિયાં | ૩૬૦ | ૨–૦ | ૦–૪ |
| **સ્વર્ગની સડક**–સ્વર્ગના ટૂંકા ને સરળ રસ્તાનું સૂચન | ૪૬૮ | ૨–૦ | ૦–૫ |
| **સંસારમાં સ્વર્ગ**–સંસારને સ્વર્ગ બનાવતું પુસ્તક | ૩૪૮ | ૨–૦ | ૦–૪ |
| **સાચું સ્વર્ગ**–ભક્તિ ને જ્ઞાન વિષયક સાદી વાતો ... | ૪૯૨ | ૨–૦ | ૦–૫ |

## જીવનચરિત્રો

| | | | |
|---|---|---|---|
| **સ્વામી આત્માનંદ સરસ્વતી**–સંક્ષિપ્ત જીવનચરિત્ર તથા ઉપદેશો ... ... | ૧૯૨ | ૧–૮ | ૦–૪ |
| **ભિક્ષુ અખંડાનંદ**–વિસ્તૃત ચરિત્ર ... ... | ૪૭૮ | ૩–૦ | ૦–૫ |
| **મહર્ષિ દયાનંદ**–વિસ્તૃત ચરિત્ર ... ... | ૧૫૬ | ૧–૮ | ૦–૪ |
| **સાઈબાબા**–શિરડીના સુપ્રસિદ્ધ મહાત્માનું ચરિત્ર | ૪૩૬ | ૩–૦ | ૦–૫ |
| **રામકૃષ્ણ પરમહંસ**–પ્રેરણાદાયી અદ્ભુત ચરિત્ર | ૬૦૮ | ૨–૮ | ૦–૫ |
| **સ્વામી વિવેકાનંદ**–જીવનના પ્રસંગો આલેખતું ચરિત્ર | ૭૮૪ | ૩–૦ | ૦–૭ |
| **સ્વામી રામતીર્થ**–વિસ્તૃત ચરિત્ર તથા વેદાંતના ઉપદેશો | ૬૭૨ | ૩–૦ | ૦–૭ |
| **ચૈતન્ય મહાપ્રભુ**–ત્રણ ગ્રંથો, વિસ્તૃત ચરિત્ર (સચિત્ર) | ૧૫૯૬ | ૬–૮ | ૦–૧૫ |
| **જ્ઞાનેશ્વર મહારાજ ને મહાત્મા એકનાથ**–બે ચરિત્રો | ૫૦૪ | ૨–૮ | ૦–૫ |
| **સંત તુકારામ**–મહારાષ્ટ્રના સુપ્રસિદ્ધ સંતનું ચરિત્ર | ૬૪૮ | ૨–૮ | ૦–૬ |
| **સ્વામીશ્રી બ્રહ્માનંદ ને શિવાનંદનાં ચરિત્રો** ... | ૪૨૪ | ૧–૬ | ૦–૪ |
| **શ્રીરામચંદ્ર દત્ત ને નાગ મહાશયનાં ચરિત્રો** ... | ૩૩૬ | ૧–૦ | ૦–૩ |
| **મ૦ સરયૂદાસજી, ભૂધરભક્ત ને જાનકીદાસજીનાં ચરિત્રો** ... ... | ૨૫૬ | ૦–૧૦ | ૦–૩ |
| **ભક્તચરિત્ર**–ભક્તમાળમાં નહિ આવેલાં ચરિત્રો ... | ૫૨૮ | ૨–૮ | ૦–૫ |
| **આદર્શ ચરિત્રસંગ્રહ**–ભાગ ૨જો–૭૦ ટૂંકાં ચરિત્રો | ૬૨૪ | ૨–૮ | ૦–૭ |
| **ભારતના વીરપુરુષો**–૪૦ વીર પુરુષોનાં ચરિત્રો | ૩૩૬ | ૧–૪ | ૦–૪ |

| | | | |
|---|---|---|---|
| **વીર દુર્ગાદાસ** અથવા **મારુ સરદારો**—મારવાડના રજપૂત યુગના નરકેસરીનું વીરત્વભર્યું વૃત્તાંત | ૩૦૪ | ૧—૦ | ૦—૩ |
| **મુસ્લિમ મહાત્માઓ**—૯૬ મુસ્લિમ સૂફી સંતો | ૭૫૬ | ૨—૪ | ૦—૮ |

## ભગવદ્ગીતાઓ

| | | | |
|---|---|---|---|
| **પુરુષાર્થબોધિની ગીતા**—(બે અંકોમાં) મૂળ શ્લોકો, પદચ્છેદ, અર્થ અને **પંડિત સાતવલેકરજીની** વિસ્તૃત ટીકા સાથે .. ... ... | ૧૦૬૮ | ૧૦—૦ | ૧—૨ |
| **શ્રી જ્ઞાનેશ્વરી ભગવદ્ગીતા**—જ્ઞાનેશ્વર મહારાજે રચેલી '**ભાવાર્થદીપિકા**' નામની, દૃષ્ટાંતોથી ભરપૂર, ભાવવાહી ટીકા, સરળ અર્થ સાથે ... | ૮૮૮ | ૪—૦ | ૦—૮ |
| **જ્ઞાનસત્ર ગીતા**—ગીતાના મૂળ શ્લોકો, પદચ્છેદ ને શબ્દાર્થ | ૩૬૮ | ૧—૪ | ૦—૪ |
| ,, ,, ગુજરાતી લિપિમાં, ગીતાના શ્લોકો, પદચ્છેદ તથા શબ્દાર્થ સાથે | ૩૬૮ | ૧—૪ | ૦—૪ |
| **શ્રીમદ્ ભગવદ્ગીતા**—મોટા સુવાચ્ય અક્ષરો, સરલાર્થ સહિત ... | ૨૪૮ | ૦—૧૨ | ૦—૩ |
| **શ્રીમદ્ ભગવદ્ગીતા**—સરળ ભાષાંતર સાથે ગુટકો કદ ૩॥×૫॥ | ૩૫૨ | ૦—૮ | ૦—૨ |
| ,, ,, શ્લોકો ગુજરાતી લિપિમાં ,, | ૩૫૨ | ૦—૮ | ૦—૨ |

નીચેની ગીતાઓમાં અર્થ આપેલા નથી; સંસ્કૃત શ્લોકો આપેલા છે.
( સંસ્કૃત પાઠ કરનારાઓ માટે ખાસ ઉપયોગી )

| | | | |
|---|---|---|---|
| **भगवद्गीता मूळ मूळ**—મોટા અક્ષર | ૨૧૨ | ૦—૧૦ | ૦—૨ |
| ,, ,, મધ્યમ અક્ષર | ૨૦૦ | ૦—૫ | ૦—૧ |
| **पंचरत्न भगवद्गीता मूळ मूळ**—મધ્યમ અક્ષર | ૩૩૨ | ૦—૮ | ૦—૨ |
| ,, ,, ,, લઘુ અક્ષર | ૨૦૦ | ૦—૫ | ૦—૧ |

સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલયના પ્રૌઢવાચનનાં ૧૮ પુસ્તકોની
સાહસભરી નવી યોજના

# સર્વોપયોગી સાહિત્યશ્રેણી

પ્રૌઢશિક્ષણ માટે ઉપયોગી થાય તેવાં અને ઓછું ભણેલાંઓ રસપૂર્વક વાંચી–સમજી શકે, એવાં પુસ્તકો પ્રસિદ્ધ કરવાની યોજનાનાં પ્રથમનાં ૧૮ પુસ્તકો નીચે પ્રમાણે પ્રસિદ્ધ થઈ ગયાં છે અને તેનું સંપાદન જાણીતા સાહિત્યકાર **શ્રી. મોહનલાલ મહેતા (સોપાન)**-એ કર્યું છે.

તમે આ પુસ્તકો વસાવ્યાં ન હોય, તો આજે જ વસાવી લેવા ભલામણ છે.

| | પાન | કિંમત |
|---|---|---|
| **૧. પ્રકાશનાં પગલાં** : (સચિત્ર) લે૦ શ્રી. કરસનદાસ માણેક: | | |
| ★ જગતના ભિન્નભિન્ન ધર્મોની પ્રેરક કથાઓ | ૧૨૮ | ૦–૧૦ |
| **૨. રાખની ઢગલી**: (સચિત્ર) લે૦ શ્રી. 'સૌજન્ય:' | | |
| ★ વાર્તાના સ્વરૂપમાં સંસારની સળગતી સમસ્યાઓ | ૧૨૮ | ૦–૧૦ |
| **૩. હાસ્ય–તરંગ** : (સચિત્ર) લે૦ શ્રી. જ્યોતીન્દ્ર હ૦ દવે: | | |
| ★ જીવનમાં દરરોજ દેખાતા પ્રસંગો ઉપરના કટાક્ષ-લેખો | ૧૫૦ | ૦–૧૦ |
| **૪. જીવનની કલા** : લે૦ શ્રી. રવિશંકર મહેતા : | | |
| ★ જીવનની સફળતા માટેનું વ્યવહારુ માર્ગદર્શન | ૧૪૦ | ૦–૧૦ |
| **૫. જગતમાં જાણવા જેવું** : (સચિત્ર) લે૦ શ્રી. છોટાલાલ કામદાર: | | |
| ★ જગતની અદ્ભુતતા ને ઉપયોગિતાનો સરલ પરિચય | ૧૨૮ | ૦–૧૦ |
| **૬. જીવનપરિવર્તન** : (સચિત્ર) લે૦ શ્રી. 'સોપાન': | | |
| ★ જીવનપલટાની એક કરુણ–મંગળ સળંગ વાર્તા | ૧૪૦ | ૦–૧૦ |
| **૭. ઇતિહાસને અજવાળે** : (સચિત્ર) લે૦ શ્રી. ઇન્દ્ર વસાવડા: | | |
| ★ ઇતિહાસની પરાક્રમી વ્યક્તિઓની જીવનરેખા | ૧૩૬ | ૦–૧૦ |
| **૮. ગૃહજીવનની કલા** : (સચિત્ર) લે૦ શ્રી. 'સમાજશાસ્ત્રી:' | | |
| ★ ઘરમાં સુખ ને સંપથી કેમ રહી શકાય તેનાં સૂચનો | ૧૨૮ | ૦–૧૦ |
| **૯. ગામડું બોલે છે** : (સચિત્ર) લે૦ શ્રી. ચુનીલાલ મડિયા: | | |
| ★ હિંદના નમૂનારૂપ એક ગામડાનું સાચું જીવન | ૧૪૪ | ૦–૧૦ |
| **૧૦. ગૃહજીવનનાં દૃશ્યો** : (સચિત્ર) લેખિકા : શ્રી. કુમુદ શેઠ: | | |
| ★ આપણાં ગૃહકુટુંબનાં સાચાં શબ્દચિત્રો | ૧૩૨ | ૦–૧૦ |

| | | | |
|---|---|---|---|
| ૧૧. **મારો ભારત દેશ :** (સચિત્ર) લે૦ કાન્તિલાલ પરીખ: | | | |
| | ★ ભારતવર્ષનાં સૌંદર્ય અને વૈવિધ્યનો પરિચય | ૧૩૬ | ૦–૧૦ |
| ૧૨. **આરોગ્યસાધના :** લે૦ ડુંગરશી ધરમશી સંપટ: | | | |
| | ★ આરોગ્યના સંરક્ષણ અંગે માર્ગદર્શન | ૧૫૮ | ૦–૧૦ |
| ૧૩. **ભગવાનનાં છોરું :** (સચિત્ર) લેખક : પુરાતન બુચ: | | | |
| | ★ હરિજનોના જીવન–પ્રસંગોનો હૂબહૂ ચિતાર | ૧૩૬ | ૦–૧૦ |
| ૧૪. **સાહસકથાઓ :** લે૦ રમણીક અરાલવાળા : | | | |
| | ★ લોકકલ્યાણ અર્થે સાહસ કરનાર વીરોની કથાઓ | ૧૪૦ | ૦–૧૦ |
| ૧૫. **ગુજરાતના સેવકો :** લે૦ ચન્દ્રકાન્ત શાહ: | | | |
| | ★ ગુજરાતના ૪ મૂક સેવકોનાં જીવનચરિત્રો | ૧૧૬ | ૦–૧૦ |
| ૧૬. **પટલાઈના પેચ ભા. ૧લો :** લે૦ ઈશ્વર પેટલીકર: | | | |
| | ★ સામાજિક કુરૂઢિઓ પર વેધક દષ્ટિપાત | ૧૫૨ | ૦–૧૦ |
| ૧૭. **પટલાઈના પેચ ભા. ૨જો :** લે૦ ઈશ્વર પેટલીકર: | | | |
| | ★ સામાજિક કુરૂઢિઓ પર વેધક દષ્ટિપાત | ૧૭૬ | ૦–૧૦ |
| ૧૮. **ગીતહોરી** અને **બીજાં નાટકો :** લે૦ સુરેશ ગાંધી: | | | |
| | ★ તખ્તાલાયકીવાળાં પાંચ ગીત–નાટકોનો સંગ્રહ | ૧૬૦ | ૦–૧૦ |

● દરેક પુસ્તકનું પોસ્ટેજ બે આના જુદું સમજવું.

● ઉપરનાં અઢારે પુસ્તકો સાથે ખરીદનારને **માત્ર રૂ. ૧૦)માં** મળશે. બધાં પુસ્તકો ટપાલરસ્તે મંગાવનારે ટપાલખર્ચના રૂા. ૧–૮ વધુ મોકલવા.

## યોજના ૨

આ શ્રેણી માટે બીજાં ૧૮ પુસ્તકોની નવી યોજના નક્કી થઈ છે. અને તેનું સંપાદન પણ શ્રી. મોહનલાલ મહેતા (સોપાન) કરી રહ્યા છે. આ નવી યોજનાના ૧લા તથા ૨જા પુસ્તકરૂપે શ્રી. રવિશંકર મહારાજનું નીચેનું પુસ્તક પ્રકટ થયું છે.

૧–૨ **ગ્રામરચના**–(સચિત્ર) રવિશંકર મહારાજ: ૨૮૦ ૧–૪ ૦–૪

**બીજાં પુસ્તકો હવે પછી પ્રસિદ્ધ થશે.**

**સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય** } ઠે. **અમદાવાદ** ને **મુંબઈ–૨**